# શુદ્ધિ પત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬... | ૨૪... | ખસુચેન... ... ... | સુખચેન. |
| ૨૦... | ૧૫... | ત્યાં ... ... ... | જ્યાં |
| ૨૦... | ૨૪... | આવા ... ... ... | આવી |
| ૨૪-૨૫ | ૧૦-૧ | "જાણે તેઓમાં થતાં વધુ લગ્ન છે" | એ વાક્ય રદ છે, |
| ૨૬... | ૧૪... | લગ્નનો ... ... ... | લગ્નના રિવાજના |
| ૨૬... | ૧૫... | "રિવાજને." ... ... | એ શબ્દ રદ છે. |
| ૨૭... | ૧૭... | મેટા ... ... ... | મોટા |
| ૩૪... | ૧૭... | છોકરની ... ... ... | છોકરીની |
| ૪૦... | ૫... | તલાકો ... ... ... | તલાક |
| ૪૧... | ૧૧... | યુરોપના ... ... ... | યુરોપની |
| ૪૧... | ૨૫... | ૧૨૮૬ ... ... ... | ૧૮૨૬ |
| ૫૭... | ૬... | દોડતા ... ... ... | દોડતા |
| ૫૭... | ૪... | અરૂલ ... ... ... | અમીરૂલ |

છપાવી પ્રગટ કર્તા—ઇસમાઈલ મોહમદ વલીઅલ્લાહ.
મુ. કઠોર (સુરત.)

છાપનાર—ઇશ્વરલાલ કસનદાસ કાપડિયા "જૈન વિજય"
પ્રીન્ટીંગ પ્રેસ ખપાટીઆ ચકલા—સુરત.

૭૮૬



# તમદ્દુને ઈસ્લામ.

મહાન ફ્રેંચ લેખક ડૉક્ટર ગુસ્તાવલીબાનના
અસલ ફ્રેંચ પુસ્તક "તમદ્દુને અરબ"નો,
શમશુલ ઉલમા સૈયદઅલી બિલગ્રામીએ
કરેલા ઉર્દૂ તરજુમા ઉપરથી, તે બુકના
ધર્મ સંબંધી ભાગોમાંથી થોડાકનો
ગુજરાતી ભાષામાં કાંઈક વધારા
સાથે તરજુમો કરી

છપાવનાર

**ઇસ્માઇલ મોહમ્મદ વલીઅલ્લાહ હાફેજી.**

મુ૦ કઠોર (સુરત નજદીક)

આવૃત્તિ બીજી. પ્રત ૫૦૦.

કિંમત ચાર આના.


સાંકળીઉં.





અથવા

મોઅલ્લિમ અથવા મુસ્લિમ ગાઈડ

વાંચશો કે નહિ?

# ઘેર બેઠા હજ.

(જો દિલમાં નિય્યત હોય તો થઇ શકે છે)

**જોઈએ તો મંગાવો !**

મુકર્રર એ સબર દેંગે લેકિન ક્યા કરેં હસરત,
અગર ખામોશ રહેતે હેં તો દાગે દિલ નિ રેહતા હે

હજ વિષે પુરેપુરી વાકફિયત ઘેર બેઠાં મેળવવી હોય, તેમ અરબસ્તાન, સિરિયા, (શામ) અને મિસરના બંદરો તથા શહેરો જેવાં કે એડન, પેરીમ, કામરાન, જુદ્દા, મક્કા, મદીના, મુઅઝ્ઝમા, અરફાત, યમબો, બેતુલમુકદ્દસ, હૈફા, યાફા, પોર્ટસેદ, સ્વેઝ, કેરો, સિકન્દરિઆ વિગેરેમાં ઝિયારત કરવા કાબેલ મકબરો, પેગમબરો તથા બુઝુર્ગોની દરગાહો, મસ્જીદો, કબ્રસ્તાનો વિગેરે, તેમજ ત્યાંની જોવા અને જાણવા લાયક દુન્યવી અજાયબી ભરેલી જગ્યાઓ, રાજ્ય પધ્ધતિ, રૈયતની રીતભાત, વેપાર, રોજગાર, સંબંધી વિગતવાર તારીખ તથા મુસાફરીનો અહેવાલ "મોઅલ્લિમ અથવા મુસ્લિમ" ગાઇડ નામના ૩૦૦ પાનાના પુસ્તકમાં ગુજરાતી ભાષામાં લખવામાં આવ્યો છે. એ વધારે આ પુસ્તક સાથે "ગુજરાતી અરબી શબ્દોના અર્થ" નામની બુકનો ઘણો ઉપયોગી ભાગ પણ પાછળ આપવામાં આવ્યો છે, જેથી અરબી નહિ જાણનાર માણસો પણ ભોમિયા વગર પોતાનું કામ કરી શકે

છે, તેમ ત્યાંનું ચલણ તથા તોલ ઠગાયા વિના સમજી શકે છે. આ પુસ્તક ખરીદનારને "કિબ્લાનુમા એ આલમ" નામની ચોપડી જેમાં દુન્યાના હરેક શહેરથી કિબ્લાની દિશા સમઝાવવામાં આવી છે; તે ભેટ આપવામાં આવશે. તેમજ "હજ અને ઉમરાહની કેફીયત" નામનું પુસ્તક પણ ભેટ આપવામાં આવશે જેમાં હજના દરેક મસલા-કાયદા પુરેપુરા લખવામાં આવ્યા છે.

કાગળની આટલી બધી મોંઘવારી છતાં દરેક મુસ્લિમ એનો લાભ લઇ શકે એવા હેતુથી હમે એ કામમાં ફક્ત ચાર આના વધાર્યા છે. માત્ર થોડી નકલો રહી ગઇ છે, માટે ઉતાવળે ઓડર આવેથી મળી શકશે, નહિ તો બીજી આવૃત્તીની રાહ જોવી પડશે, અને કિમ્મત પણ વધુ લાગશે.

વધુ લખવું ફોગટ છે, ખરી હકીકત એકવાર જોવા ઉપર મોકુફ છે, દરેક મુસલમાન ભાઇએ એ પુસ્તકની એક નકલ રાખવી ઘણી જરૂરી છે.

| કિંમત | મળવાનું ઠેકાણું:— |
|---|---|
| સોનેરી નામવાળું ફેનસી............ કાપડનું પાકું પુંઠું રૂ. ૧॥। | મેનેજર વલીઅલ્લાહ બુક ડીપો મુ. રાંદેર (સુરત નજીક) |
| ફેન્સી કાર્ડ બોર્ડનું પાકું પુંઠું રૂ. ૧॥ | અથવા |
| ફેન્સી કાગળનું પાતળું પુંઠું રૂ. ૧। | મુનસી ગુલામ ખાજા બુકસેલર, મોટી મસ્જીદ પાસે-સુરત. |



# અર્પણ પત્રિકા.



બસ હે અપના એકભી નાલા અગર પહોંચે વહાં,
ગરચે કરતે હેં બોહત્સે નાલએ ફર્યાદ હમ.

તે કોમ, જેના ધર્મના કાયદા કાનુનને પરધર્મીઓ પણ વખાણે છે; તેનો આ એક જીવતો અને મજબુત દાખલો છે. તે પ્રજા કે જેણે ફક્ત જિતથીજ જગતમાં નામના મેળવી છે, એટલુંજ નહિ પણ જેણે ધર્મ, નીતિ, શિક્ષણ, સભ્યતા, હુન્નર, કળા, કૌશલ્ય, વેપાર, ઉદ્યોગ વિગેરે દરેક બાબતમાં, જે માણસ જાતિની સ્તુતિનું કારણ છે; તેથી પોતાનું નામ સુનેરી અક્ષરોથી દુન્યાના ઇતિહાસમાં હંમેશ માટે કાયમ કર્યું છે. તે કોમ હાલમાં પોતાની પાછલી હાલત, પોતાના પવિત્ર અને સહેલા ધર્મને ભુલી ગફલતની એવી નિદ્રામાં પડેલી છે કે, તેના માટે એક ઇનસાફી અને સ્વતંત્રતાને પસંદ કરનારી સરકારે અનેક તરેહના ઉન્નતિના સાધનો પુરાં પાડ્યાં છે, છતાં તે પોતાના પક્ષપાત અને નિરાભિમાનથી તેનો લાભ લેવાનો અમુલ્ય વખત ગુમાવી રહી છે. તે આ ચોપડીના પાના ઉથલાવે યા વાંચે અને તેની અસરથી ઘોર નિંદ્રામાંથી જાગે; તથા તેમાના મચકુર ઉપર વિચાર ચલાવે, એવી આશાથીજ આ પુસ્તક લખાયું છે. અને તેટલાજ માટે એનો દરેક મુસ્લિમ લાભ લઇ શકે એવા હેતુથી આ પુસ્તક મ્હારી પ્યારી કોમને અર્પણ કરૂં છું.

ખાદિમે કોમ.

**ઇસમાઇલ મોહમદ વલીઅલ્લાહ હાફેજી.**

તા. ૨૭ રમઝાન ૧૩૩૫. હી.



# દીબાચ:

**શરૂ ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ કર્તા છે.**

સર્વે સ્તુતિ તથા વખાણ તે મહાન સર્વ શક્તિવાન પરવરદિગારને સઝાવાર છે. દરૂદ અને સલામ નબીએ આખેરઝમાન હઝરત **મોહમદ** (સલ.) તથા તેમની આલ (ઓલાદ) અસહાબ (દોસ્તો) અને બધા મોમિનો માટે છે.

ખુદાપાકનો લાખ લાખ એહસાન છે કે તેણે સૌથી સારો અને સહેલો ધર્મ જેનું નામ **ઇસ્લામ** છે તે આપણને બક્ષ્યો છે. અને તેના ફરમાનો પહોંચાડવા તથા શીખાડવા માટે પેગમ્બરોના સરદાર હઝરત **મોહમદ** (સલ.)ને મોકલ્યા, કે જેની ઉમ્મત થવાને હઝરત **મુસા** (અલે.) જેવા પેગમ્બરે પણ આર્ઝુ કીધી હતી. કુરાને પાકમાં એવો વાયદો કરવામાં આવ્યો છે કે, જો તમો એના ઉપર અમલ કરશો તો, તમને દીન તથા દુન્યાની ન્યામતોના માલેક બનાવવામાં આવશે. જે મુસલમાનોએ એના હુકમ મુજબ અમલ કીધો છે તેમને દુન્યાની ન્યામતો મળી છે, અને આખેરતની ન્યામતો પણ મળશે એવી આશા છે. પરંતુ જ્યારથી મુસલમાનોએ એના હુકમ મુજબ ચાલવું બંધ કીધું ત્યારથી દુન્યાની ન્યામતો અને બક્ષિશો એમની પાસેથી લઇ લેવામાં આવી છે.

મુસલમાનો જાગો ! અને તે દીને મુસ્તકીમ ઉપર પાછા અમલ કરો; તે આગલો દમામ અને દબદબો તથા તે ન્યામતો અને બક્ષિશો, તમારા માટે તૈયાર છે. પરંતુ પહેલાં તેને લેવાની લાયકાત તમારામાં પેદા કરો.

ઇસ્લામના નિયમો મરદ તથા ઓરત માટે એક સરખાં છે—કે જેવી રીતે ગાડીના બંને પૈડાં સરખાં હોવા જોઇયે, નહિ તો ગાડી ચાલી શકે નહિ. તેમ, ઇસ્લામની ગાડીના આ બે પૈડાં-પુરૂષ તથા સ્ત્રી-પણ એક સરખાં હોવાં જોઇએ. કદાચ એમાંનો એક ભાગ ઇસ્લામપર અમલ કરે અને બીજો નહિ કરે, તો આપણે કદાપિ એમ કહી શકીશું નહિ કે મુસલમાનો ઇસ્લામ ઉપર અમલ કરી રહ્યા છે. જેથી ઇસ્લામની ગાડી ચલાવવા માટે પુરૂષે તથા સ્ત્રીએ સરખો અમલ કરવો જોઇયે, તથા સરખાં રહેવું જોઇયે.

ઇસ્લામમાં ઓરતોને ઘણા હકકો આપવામાં આવ્યા છે. પરંતુ અજ્ઞાન મરદાના હાથોથી તે ગરીબડીઓ ઉપર અતિશય ઝુલમ ગુજારવામા આવે છે, જે સાંભળવાથી આપણા શરીરના બાલેબાલ ઉભાં થાય છે. જેવી રીતે ખાટકીને તેના બકરી ઉપર અથવા ડોશીને તેની મરઘી ઉપર જે વખતે ઇચ્છા થઇ કે તુરત ડોકું જુદું કરી નાખવાની સત્તા હોય છે. તેવી રીતે મુર્ખ માણસો એમજ સમજી બેઠા છે કે અમને અમારી સ્ત્રીઓ ઉપર પુરેપુરી સત્તા છે. ઘણીવાર પુરૂષો પોતાની સ્ત્રીઓ ઉપર એટલો બધો ઝુલમ પાડે છે કે, તેવો ઝુલમ ઝાલિમમાં ઝાલિમ શેઠ પણ તેના ચાકર ઉપર નહિ કરતો હોય.

સ્ત્રી, પુરૂષ જેટલા માનની હકદાર નથી, એમ સમજવું એ બીલકુલ મૂર્ખાઇ છે. જો કે સ્ત્રીઓ વિષે એમ લખેલું છે કે, તેમની

અક્કલ કુદરતી રીતે પુરૂષ કરતાં ઓછીછે, અને તે કમઝોર પેદા કરવામાં આવી છે. તોપણ એથી એમ સાબેત નથી થતું કે, તેમને હલકી અને બે ઇઝ્ઝત સમજવી.

**સર સૈયદે** ઘણુ સારૂં કહ્યું છે કે હમારા પુરૂષોમા **શિબ્લી**[1] અને **જુનેદ**[2] રહ્યા નથી, પણ હમારી ઓરતોમાં **રાબેઆ**[3] **બસ્રી** જેવી હજારો અને લાખો છે. ઓરતોની સભ્યતા, ઓરતોએ સંકટ વેઠવું, અને ઓરતોની મોહબ્બત, તથા તે સૌ ઉપરાંત પાછો સબર, બાળકોને ઉછેરવાં, આખા ઘરનો બંદોબસ્ત રાખવો: એ સઘળું મરદો માટે ફખર કરવા જેવું છે.

જો કોઇ પ્રજા આખી પૃથ્વિમાં પોતાને કોઇ બાબત માટે સૌ કરતાં સરસ ગણતી હોય તો, હમો હમારી સ્ત્રીઓને આખી દુન્યાની પ્રજા કરતાં સરસ ગણીએ છીએ, અને હમારી એ સરસાઇ ઓરતોનેજ લીધે છે.

બિચારી ઓરત સવારથી સાંજ સુધી દળે છે, છડે છે, પાણી ભરે છે, કપડાં ધુવે છે, રાંધે છે, બચ્ચાં ઉછેરે છે, અને, જો પતિના ગરીબી દહાડા હોય તો મજુરી પણ કરે છે. છતાં અજ્ઞાન લોકો તેને

---

(૧) હઝરત શિબ્લી (રહ.) બગદાદમાં મોટા અવલિયા થયા છે જન્મ હી. સ. ૨૫૭ મરણ હી. સ. ૩૩૪. (૨) હઝરત જુનેદ (રહ.) બગદાદમાં મોટા અવલિયા થયા છે. તેમના પીર ખુદ કહેતા કે જુનેદ મારાથી વધી ગયા છે. તેમ એઓથી ઘણી કરામતો ઝહુરમાં આવી છે. (૩) હઝરત રાબેઆ બસરામા રહેતાં હતાં ખુદાના ખોફથી ઘણા રડતાં હતાં. અને કફન આંખો સામે રાખતાં, સીજદાની જગ્યા હંમેશ ભીંજેલી રહેતી. ટુંકમાં ઘણા પરહેઝગાર હતાં.

લોકો તેને જરા આપતા નથી. કાન ખોલી સાંભળી લેઓ કે. ઓરતો ઉપર આ કામો શરિઅતથી ફરજ કે વાજેબ નથી!!!

આજકાલ ઘણાક એમ સમજી બેઠા છે કે, સ્ત્રી ઉપર ઘરવાળાએનું ખાણું રાંધવું અને ઘરને લગતું દરેક કામકાજ કરવું, એ તેણીની જરૂરી ફરજ છે. જો કે એ સમઝ બીલકુલ ખરી નથી. પુરૂષ ઉપર પોતાની સ્ત્રી માટે ખોરાકી કપડાં અને ઘર આપવું: એ ફરજ છે. પરંતુ એના બદલામાં ઓરત ઉપર આ વાજેબ નથી કે તેના પતિનું ખાણુ જરૂર રાંધી આપે. અથવા જો ધણી માલદાર હોય તો તેનાં બાળકોને દુધ પીવાડે, અથવા તેના બીજાં કામો પણ કરી આપે.

જો કે કેટલાક આલીમોએ કહ્યું છે કે ધણી ધણીઆણી ગરીબ હોય તો ઓરતે ઘરનું કામકાજ કરવું જોઇએ. પરંતુ હમો કહીશું કે એ તેણીના માથે ફરજ નથી. જો તે એ કામ કરી આપશે તો એ તેણીની મહેરબાની અને ઉપકાર થશે. કારણ કે ઇસ્લામના કાનુન પ્રમાણે એવું કરવાને તેણી બંધાયલી નથી. એમાં શક નથી કે કોઇ ગરીબ ઓરત જેનો પતિ પણ ગરીબ હોય, છતાં રાંધવા તથા ઘરના બીજાં કામકાજ કરવાનો ઇનકાર કરે તો, તેણીને સંસારમાં હલકી નજરથી જોવામાં આવે છે અને બેતમીઝ તથા આળસુના ખેતાબ મેળવશે; પરંતુ તે એના લીધે શરિઅત તથા કાયદાથી કદી પણ ઠપકાને પાત્ર નથી. જે માણસો તેના ઉપર નહિ રાંધવા અથવા મોડું રાંધવા અથવા સ્વાદિષ્ટ નહિ રાંધવા બદલ ગુસ્સે થાય છે, અને તેણીને એટલાજ માટે શારીરિક અથવા માનસિક તકલીફ આપે છે તે મોટા ઝાલિમ છે. યાદ રાખજો, કે તેવાઓને કાલે કયામતને દીવસે ખુદાપાકના દરબારમાં ગુનેહગારોની હારમાં ઉભા કરવામાં આવશે!

કેટલાક યુરોપના પક્ષપાતી ઇસ્લામ ઉપર તાનો મારે છે, કે ઇસ્લામે ઓરતોને ઘણા થોડાં હક્કો આપ્યાં છે. પરંતુ જેણે ઇસ્લામી કાયદા વાંચ્યા હોય તથા ઇસ્લામી નીતિને નજરે જોઇ નિષ્પક્ષપાતી અભિપ્રાય આપ્યો હોય, તે તેઓના ખોટી તોહમતો ઉપર જરૂર હસશે.

હમારો આ દાવો છે કે, ઇસ્લામે જે હક્કો ઓરતોને આપ્યા છે, તેટલા બીજા કોઇ પણ ધર્મે આપ્યા નથી. અને એ વાતની સાબેતીમાં આ પુસ્તકમાં ફક્ત પરધર્મીઓનાજ અભિપ્રાય લખેલા છે.

આ ચોપડી પ્રખ્યાત ફ્રેંચ લેખક ડાકટર **ગુસ્તાવલિબાનના** પુસ્તક " **તમદુને અરબ** " ના થોડા ભાગનો કેટલાક વધારા સાથે તરજુમો છે. એ લેખકે એવું સરસ લખ્યું છે કે, કોઇ ધર્મચુસ્ત મુસલમાન પણ એથી વધારે લખી શકતો નથી. એટલુંજ નહિ પણ તે સઘળા આક્ષેપો અને એતેરાઝો જે હમારા ધર્મ તથા પેગમ્બર (સલ.) તથા કુરાન (શ.) ઉપર વારંવાર કરવામાં આવ્યા છે, તે પુરાવા સાથે દુર કર્યા છે; બલ્કે તેણે સાબેત કીધું છે કે, એ એતેરાઝ કરનારા સખત પક્ષપાતી, બેઇનસાફી, અને જાહેલ છે. ગરજ, ઇસ્લામ વિષે આજ સુધી આવું મહાન અને અપક્ષપાતી કોઈ પુસ્તક લખાયું નથી. અને ઇંગ્રેજી ભાષામાં તો આવા પુસ્તકોનો દુકાળ છે.

મારે આ જગ્યાએ **શમશોલ ઓલોમા સૈયદઅલી બિલ-ગ્રામી** બી. એ. એલ. એલ. જી. એસ. પરિક્ષક સંસ્કૃત મદ્રાસ યુનિવર્સિટીનો મોટો ઉપકાર માનવો જોઇએ કે, તેઓએ ડાકટર **ગુસ્તાવલિબાનના** અસલ ફ્રેંચ પુસ્તક " **તમદુને અરબ** " ના કેટલાક વધારા સાથે ઉર્દુમાં તરજુમો કર્યો છે. અને એવી રીતે કોમની

સેવા બજાવી છે. અને સેવકે તેના ઉપરથી ગુજરાતી ભાષામાં થોડા ભાગનો આ તરજુમો કર્યો છે. અને ઇરાદો છે કે ફુરસદ મળેથી ઇન્શાઅલ્લાહ બાકીના અગત્યના હિસ્સાનો તરજુમો કરી આ ચોપડીના બીજા ભાગ તરીકે કોમ સમક્ષ રજુ કરીશ.

**પ્રો. સૈયદઅલી બિલગ્રામી** જેવા વિદ્વાન માણસોની આપણી કોમમાં ઘણી જરૂર છે. એઓ ઉર્દૂ, અરબી, ફારસી, ઇંગ્રેજી, સંસ્કૃત તથા ફ્રેંચ વિગેરે ભાષા ઉપર સારો કાબુ ધરાવે છે. એઓએ મઝકુર પુસ્તકનો તરજુમો કરવામાં ઘણી મહેનત ઉઠાવી છે. અને મહેનત પ્રમાણે પુસ્તક પણ ઘણું વખાણવા લાયક બન્યું છે. જેનું કદ લગભગ ૮૦૦) પાનાનું છે. અને જેમાં ૧૪૨) સરસ ચિત્રો પણ જોડવામાં આવ્યાં છે. તેમ કાગળ ઘણા સરસ વાપર્યાં છે ને બાંધણી વિલાવતી બની છે, જેથી દેખાતું છે કે મોટો ખરચ થયો હશે, તેથી કીંમત પણ ઘણી મોંઘી એટલે રૂા. ૨૩) છે. એથી ગરીબ લોકો તો તે પુસ્તક ખરીદી શકતાંજ નથી, પરંતુ જો દરેક લાયબ્રેરી તથા કુતુબખાનામાં એની એક એક નકલ રાખવામાં આવે તો, મુસલમાનોને ઘણો લાભ થવા સંભવ છે. એમાં મુસલમાનોની શરૂઆતથી તે છેવટ સુધીની કુલ હાલત વિગતે લખી છે. જે વાંચવાથી તે આગલી શાનશોકત આપણી નજર આગળ એકવાર પાછી તાજી થાય છે.

રાજેશ્રી ઠાકોરલાલ નરોત્તમદાસ પટેલ, વકીલ વરીષ્ટ ન્યાયાધિશી, રાજ્ય વડોદરા, એમણે મ્હારા પિતા મૌલવી મોહમદ વલી અલ્લાહ સાથેની દિલી દોસ્તી અને મોહબ્બતની લાગણીને લીધે પોતાને હાલ ઘણું કામકાજ હોવા છતાં આ પુસ્તકની ભાષા શુદ્ધ કરવામાં અમુલ્ય વખતનો ભોગ આપી મદદ કરી છે, તે બદલ તેમનો ઉપકાર માનું છું

અને તેઓ દરેક પ્રકારની ધાર્મિક સેવા બજાવવાને વધારે શક્તિવાન થાઓ, એવી મુજ નાચિઝની તે ખુદાપાકની બારગાહમાં નમ્રતા પૂર્વક દોઆ છે; આમિન !

હવે મારે ખાસ તરજુમા સબંધી બે બોલ લખવા છે. મેં આ તરજુમામાં મારી બનતી કોશિશે તદ્દન સાદી અને રોજીન્દા બોલાતી ભાષા વાપરી છે કે જેથી ગુજરાત તથા કાઠિઆવાડના મુસલમાનો તે વગર અડચણે સમજી શકે. છતાં ભુલ થઇ હોય તો વાંચકો સુધારી લેવા મહેરબાની કરશો, એવી આશા રાખું છું.

આ મ્હારૂં પહેલ્લું પુસ્તક છે, તેમ માણસ માત્ર ભુલને પાત્ર છે, જેથી દેખીતું છે કે કાંઇ ભુલ થઇ હશે; તેથી વાંચકો સમક્ષ વિનંતી છે કે અમાં જે કાંઇ ભુલચુક તેમને નજરે પડે તે સુધારવા તસદી લેશો; અને કાંઇ જણાવવા જેવી બાબત હોય તે સેવકને લખી જણાવશો તો તે ધ્યાનમાં લઇ, બીજી વખત સુધારી લેવામ આવશે.

છેવટે મારે તે પરવરદિગારનો એહસાન માનવો જોઇયે, કે તેના ફઝલો કરમથી અને તેના રસુલ હઝરત મોહમદ (સલ૦) ના તુફેલથી ખાદિમ આ નાનકડી ચોપડી પહેલ્લીવાર લખી પ્રસિદ્ધ કરવાને શાક્તવાન થયો છે. ઓ ખુદા ! તું એને કબુલ કર, અને મકબુલે આમ કર; અને મ રા દરેક કામમાં જેમ મદદ કરી રહયો છે તેમ કરતો રહેજે. આમિન યા રબ્બુલ આલમિન !

દી યેહ અખ્‌લાક[1] મોહમદને તરક્કી દીનકુ,
હે ગલત, ઇસ્લામ ફેલા ઝોરસે શમશીર કે.
હાલતે કૌમી બદલ દે જલ્દ મેરી એ ખુદા !
અબ ગિરાંહેં હમપે યેહ લમ્હે બોહોત તાખીરકે.

**પ્રસિદ્ધ કર્તા.**

---

૧ જે અક્ષરો નીચે ટપકાં પાડયાં છે તેના ઉચ્ચાર ગળામાંથી કાઢવા.

# ઇસ્લામ અને નીતિ.



## પ્રકરણ પહેલું.

## ઇસલામની અસર



હમો[1] આ જગ્યાએ તે ફરમાનો (નિયમો) લખવા માંગતા નથી કે જે ઇસ્લામના પેગમ્બર હઝરત મોહમદ (સલ.) એ તેરસો વર્ષ પહેલ્લાં મુકરર કર્યા હતાં; પરંતુ કુરાન (શ.) ના ફરમાનો લખેલાં છે. અને લખેલા ફરમાનો તથા તેની ક્રિયામાં મોટો ફરક છે, કે જે ફરમાનોની કીમતનો અંદાજો તેની ચાલચલકત ઉપરની અસરથીજ થઇ શકે છે; જેથી હમારે જોવું જોઇએ કે મુસલમાનોના ચાલચલણ ઉપર કુરાન (શ.) ના ફરમાનોની અસર કેટલી થઇ છે, અને આ તપાસ માટે જરૂર છે કે, જે હજુ સુધી કરવામાં આવ્યા નથી. તેવા થોડાક ખુલાસા હમો કરીશું.

ઇસ્લામે જે અસર મુસલમાનો ઉપર નાખી છે તે બીજા ધર્મો કરતાં કોઇ પણ રીતે ઓછી નથી. તે કોમો કે જે ઘણી જુદી

---

૧ બધો તરજુમો મુળ લેખકનાજ શબ્દોમાં કરવામાં આવ્યો છે. તેથી જ્યાં પહેલો પુરૂષ વપરાયો હોય ત્યાં મુળ લેખક સમજવા.

જુદી છે છતાં જેને કુરાન (શ.)ના ફરમાનોની હિદાયત કરવામાં આવી છે તે આજે તે અહકામોની તેટલીજ પાબંદી કરે છે; જે એ કોમોએ તેરસો વર્ષ પહેલાં કીધી હતી. કેટલાક મુસલમાન એવા મળશે કે, જેઓ ધર્મમાં ઘણા ડુબેલા રહેતા નથી, અને થોડાક એવા પણ મળશે કે જે સ્વતંત્ર ખ્યાલના છે. પણ કોઇ માણસ એવો નહિ મળશે કે જે ઇસ્લામનો ખાસ ફરમાનો જેવાં કે નમાઝ, રોઝા વિગેરે છોડીને પોતીકા સ્વધર્મિઓની નારાજીનું કારણ થાય. કેટલાક ખ્રિસ્તિઓ સાંમોલ અર્જઇન (ચાળીસ રોઝા)ના દીવસોમાં રોઝા રાખે છે તેના કરતાં ઇસ્લામીઓના રમઝાન માસના રોઝા વિશેષ સખત છે. આ છતાં પણ આખી દુન્યાના મુસલમાનો એને ઘણી સંભાળ સાથે બજાવે છે, એજ હાલ નમાઝનો છે. એશિયા તથા આફ્રિકાના સઘળા દેશોમાં જ્યાં મેં મુસાફરી કરી છે, ત્યાં જોયું છે કે, આ ઇસ્લામના પહેલા પગથિયાનો હમેશ વખતસર અમલ થતો હતો. મને એક વખતે નીલ નદી ઉપર એક એવા અરબના ટોળા સાથે સફર કરવાનો પ્રસંગ આવ્યો કે, જેમાં દરેક જાતનાં કેદી હતા. અને એઓને કેદ કરી પગોમાં બેડીઓ નાખી લઇ જતા હતા. મને ઘણો અચંબો લાગતો હતો કે, આ લોકો સખત સજાથી ડર્યા નહિ; અને જેઓએ દરેક જાતના સરકારી કાયદાનો ભંગ કર્યો હતો, છતાં તેઓ ધર્મના કાયદાને તોડવાની હિમ્મત કરી શક્તા ન હતા. જ્યારે નમાઝનો વખત આવતો હતો, ત્યારે એ લોકો પોતાની બેડીઓ ઉઠાવી રૂકુ તથા સીજદો ( મુસલમાનોની પ્રાર્થના–ક્રિયા ) અને એક અલ્લાહની બંદગીમાં મશગુલ થતા હતા.

મુસલમાનોની હાલત (જે, યુરોપવાસી ઘણી થોડી સમજે છે) ને સમજવા માટે હમુને જરૂર છે કે, હમો તેઓના આ ધાર્મીક અહકામો (નિયમો)ની સખત જાળવણીને હંમેશ લક્ષમાં રખીએ. ધર્મ, જેની હમો ઉપર ઘણી ઓછી અસર છે, તેની મુસલામીઓ ઉપર ઘણી વધારે છે. અને આજ ધર્મના સબબથી તેઓમાં જોશ ઉત્પન્ન કરી શકાય છે. હકીકતમાં આજ ધર્મના લીધે તે ચાલુ ફેર. ફારમાં ફતેહમંદી થઇ, જેણે મિસરમાં મોટી મુનરેઝિ ઉભી કીધી. અને આ બાબતની સાબિતિ જેવી બળવા વખતે મળી તેવી ચોખ્ખી રીતે કદાપિ મળી નથી;-કે, બીજી પ્રજાના અસલી વિચારો જાણવા ઘણા કઠણ છે. જેના વિષે યુરોપના છાપા લખી રહ્યા હતા કે, મિસરી અરબોએ પોતીકા મુલ્કી હક્કો મેળવવા માટે બળવો કીધો હતો. ખરી રીતે જોતાં તેઓ તે હક્કોથી બીલકુલ અજાણ્યા હતા. તેમને એક બાદશાહની મરજી ઉપર ચાલવાની એટલે સૂધી આદત હતી કે તે એવા બાદશાહના પ્રતિનિધિના પણ સહેલાઇથી તાબેદાર થઇ ગયા. જે કોઇ તેમને અલ્લાહના નામ ઉપર બોલાવે તેને તેઓ હંમેશ માનશે. અને કદાચ તેના દીલમાં કાંઇ સવાલ ઉભો થશે તો તે આજ કે, આ માણસ ખરી રીતે અલ્લાહનાજ નામ ઉપર બોલાવે છે કે નહિ ? જોનાર ધર્મ ચુસ્ત હોય અથવા ન હોય તે જરૂર આ મજબુત ધાર્મીક માન્યતાની કદ્રુત કરશે. આજ માન્યતાએ અરબોના હાથે કોઇ ઝમાનામાં આખી દુન્યાં ફતેહ કરાવી. અને આજ માન્યતાને લીધે આજે તે પોતાની સઘળી મુસિબતોને રાજીખુશીથી કબુલ કરી રહ્યા છે. દરેક માણસ સમક્ષ આ માન્યતા એક એવા આરામ અને રાહતની છબી ઉભી કરે છે કે, તેમા સંતોષ અને શાંતિ આવી જાય છે. ભવિષ્યના ખસુચેનની આ-

શાખાઓમાં (જે તેઓને હમણા મળેલા નથી, તે ) પોતાને બીલકુલ નાઉમેદ થવા દેતા નથી. અને નાઉમેદીના ખરાબ પરિણામથી બચે છે. જે લોકો આવા વિચારોને હલકી નજરથી જુવે છે, તેમને ઇનસાફની દ્રષ્ટિથી જોઇયે કે તેઓ આવી જાતના વિચારોને જેમાં દેશનું નામ, પદ્ગીનો શોખ, મોહબ્બત અને દરેક કલ્પિત ભવિષ્યની સારી આશાઓ, જેના પછવાડે આપણે આપણી ઉમર ગુજારી રહ્યા છીએ: તેને નજરે જોયા વગર તેમાં જોડાયલા છીએ. વળી જો કે આ વિચારો પણ છેવટે આશા અને કલ્પનાથી ભરપૂર છે. તોપણ આજ આશાઓ અને કલ્પનાઓએ આજ સુધી માણસ માત્ર પાસે મોટાં મોટાં કામો કરાવ્યાં છે અને એની જગ્યાએ બીજા ઉત્તેજનના માર્ગો બનાવી શકે તેવો કોઇ પણ માણસ હજુ સુધી પેદા થયો નથી.





## પ્રકરણ બીજું.

# ઇસ્લામની નીતિ.

કુરાન શરીફના નીતિના કાયદા ઘણા સારા છે, સખાવત, પ્રમાણિકપણું, મહેમાનગીરી, ભાઇચારો ધીરજ, ભલમનસાઇ, કરકસર, માબાપની ઇજ્જત, રાંડેલી તથા અનાથની સંભાળ, અને બુરાઇને બદલે ભલાઇ કરવી, જેની વારંવાર તાકીદ છે. આ સઘળા ઉત્તમ ગુણોની તાલીમ કરવામાં આવી છે.

તે રીતિ નીતિ (અખલાક) જે કોઇ પ્રજાના પુસ્તકોમાં લખેલી છે, તે તેનાથીજ કાંઇ વધારે ફાયદો થતો નથી. કોઇ ધર્મ એવો નથી કે જેની અખલાકી તાલીમ ઘણીજ સરસ ન હોય. પરંતુ પ્રજાની હાલત ઉપર નજર નાખતી વખતે, હમારા માટે ફાયદાકારક જે અખલાક તેઓને શિખવવામાં આવ્યા છે તે નથી, પણ જે અખલાક તેઓ પાળે છે તે છે. અને આથી સાબેત થાય છે કે, પુસ્તકી નીતિમાં અને વ્યહારીક નીતિમાં ઘણું કરી અરસપરસ ઘણું થોડું મળતાપણું છે.

થોડાજ દીવસોના મુસાફરી અને દુન્યાની બધી પ્રજાની રહેણીના અભ્યાસથી માલમ પડી આવે છે, જે પુસ્તકો મારફત અસંભવિત છે કે ધર્મ તથા નીતિ એક બીજાથી તદન અલગ છે. જો

ખરેખર એમાં ધાટો સંબંધ હતે તો જે પ્રજા ઘણી ધર્મચુસ્ત છે તે, ચાલ ચલકતમાં પણ સારી હોવી જોયતી હતી; પરંતુ ખરી રીતે સ્થિતિ એથી બીલકુલ ઉલટી છે. મારા અભિપ્રાયમાં સ્પેન અને રૂસ યુરોપના બે દેશો છે જેમાં ધર્મના નિયમોની બહારથી ઘણીજ પાબન્દી કરવામાં આવે છે. અને જે મુસાફરોએ આ દેશોની હાલત સારી રીતે જોઇ છે, તે મ્હારા મતને મળતા થશે એવી મને ખાતરી છે. ચાલ ચલગતમાં આ બને પ્રજા ઘણી પડતી દશામાં છે. જેથી માલમ પડયું છે કે કોઇ પ્રજાના નીતિના કારણો, તેમનાં ધાર્મીક નિયમોમાં શોધવાં નહિ જોઇયે. હું ફરીથી કહીશ કે દરેક ધર્મમાં સરસ નીતિના નિયમો છે, અને જો આ નિયમો મુજબ અમલ કરવામાં આવે તો સઘળી દુનિયામાં સુખ શાંતિનો સમય આવી જાય. પણ જેવી રીતે આ નીતિના નિયમોનો અમલ કરવામાં આવે છે, તે હવાપાણી, રહેણી, પ્રજા, જમાનો, અને બીજાં જુદા જુદા કારણોને લીધે બદલાતા રહે છે. અને આજ કારણસર એક ધર્મ પાળનાર જુદી જુદી કોમોની નીતિ એક બીજાથી તદ્દન જુદાજ પ્રકારની હોય છે.

આ દલીલ દરેક ધર્મને લાગુ થાય છે; અને એમાં ઇસ્લામી ધર્મનો પણ સમાવેશ થાય છે. નીતિના ફરમાનો જે કુરાન શરીફમાં લખેલા છે, તે પોતાની જગ્યા ઉપર જેમને તેમ છે, પણ હવા પાણી અને ઝમાનાના ફેરફારથી તેની અસરમાં ઘણો ફેર પડ્યો છે.

ઇસ્લામના શરૂ ઝમાનામાં અરબોની રીતિ નીતિ બીજી બધી પ્રજા કરતાં, અને ખાસ કરી ખ્રિસ્તિ પ્રજા કરતાં ઘણી ચઢીયાતી હતી. તેઓનો ઇનસાફ, તેઓની ઉદારતા, તેઓની ભલમનસાઇ, અને જિતાયેલી પ્રજા સાથે ભાઇચારો, તેઓનું એકત્રપણું, તેઓની લશ્કરી વર્તણુંક

આ બધી ખસલતો ઘણીજ વિચિત્ર અને બીજી પ્રજા સાથે, ખાસ કરી ધાર્મીક લડાઇના વખતમાં યુરોપવાસીઓ સાથે અજાયબી પમાડનાર હતી.

જો હમો ધર્મની અસરને ઘણું કરી સમઝવામાં આવે છે, તેટલીજ માનિયે તો, હમારે કહેવું પડશે કે કુરાન શરીફની નીતિ બાઇબલની[1] નીતિ કરતાં ઘણી ચઢીયાતી છે. કેમકે મુસલમાનોના અખલાક ઘણે દરજ્જે સારા છે. પરંતુ ઉપર હમો જે કાંઇ ધર્મ અને નીતિના અલગપણા વિષે કહી ગયા છીએ તેથી સાબેત થશે કે આ ખ્યાલ તદ્દન ખોટો છે. મુસલમાનોના અખલાક ખ્રીસ્તીઓના અખલાક માફક ઉપર જણાવેલા કારણોસર બદલાતા રહ્યા છે. કેટલાક ઝમાનામાં તેણે ચઢતી પ્રાપ્ત કરી, અને કેટલાકમાં તે ઘટી ગયા. તુર્કોનું[2] જુનુ રાજ્ય અને તેમની વ્યવસ્થાએ, ને પુર્વવાસીઓ જે તેઓના હાથ હેઠળ છે તેમના અખલાકને ઘણા ઘટાડી દીધા છે. જ્યાં એક બાદશાહ અને તેના સગાં સ્નેહીની મરજીજ કાયદા હોય; ત્યાં દરેક માણસ હજારો નાના નાના ઘાતકી અમલદારોની પૈસા મેળવાની સખતીઓથી—કંટાળી ગયા હોય, જ્યાં કોઇ જાતના ઇનસાફની આશા ન હોય: અને કોઈ વસ્તુ પૈસા ખરચ્યા વિના મળતી ન હોય: એવા દેશમાં બેશક લાલચ અનેજૂઠ સાધારણ અને સભ્યતા તથા ભાઇચારો અશકય થઇ જાયછે. ખરેખર તે પુર્વ વાસીઓ જે તુર્કીની રૈયતછે તેની સભ્યતા ઘણી ઘટી ગઇ છે. પરંતુ આનો દોષ, ઇસ્લામ ઉપર થઇ શકતો નથી. જેવી રીતે આગલા સમયની ખ્રિસ્તી પ્રજાના અવિવેકો

---

૧. ખ્રિસ્તીઓનું ધાર્મીક પુસ્તક=બાઇબલ.

૨ ઉપર તુર્કોની જે હાલત દેખાડવામાં આવી છે તેટલી બધી ખરાબ નથી, તેમ ચાલુ સદીમાં તેઓએ ઘણા સુધારો કર્યો છે.

નો દોષ બાઇબલ ઉપર મુકી શકાતો નથી કે જેઓ તેવા રાજ્યમાં રહેતા હતા.

જે કાંઇ ઉપર લખવામાં આવ્યું છે તેથી ચોખ્ખી રીતે સાબેત થશે કે યુરોપવાસીઓના આ શબ્દો જે હાલમાં અસાધારણ થઇ પડયા છે, કે ઇસ્લામી ધર્મેજ કેટલીક પુર્વની પ્રજાના ચલણો ને તેઓની હાલની સ્થિતિ ઉપર પડોંચાડયા છે, તે કેટલા પાયા વિનાના છે! આ માન્યતા આજ પ્રકારની ખોટી દલીલો ઉપર આધાર રાખે છે. જેના આધારે કહેવામાં આવે છે કે કુરાન શરીફના ફરમાનોએ વધુ લગ્નનો રિવાજ કાયમ કર્યો અને તકદીરની માન્યતા દિલોમાં બેસાડી; જેથી મુસલમાનો સુસ્ત બની ગયા. અને ઇસ્લામે તેના અનુયાયીઓને તેજ ફરમાનો શિખવ્યાં, જેના ઉપર અમલ કરવો ઘણો સહેલો હતો. જે કોઇ હમારી દલીલો અહિયાં સુધી વાંચશે તે તુરત કહી શકશે કે, આ આક્ષેપો કેટલા ખોટા છે. આપણે આગળ જોઇશું કે, વધુ લગ્નનો રિવાજ ઇસ્લામથી કેટલીક સદી પહેલાં મોજુદ હતો. અને કુરાનશરીફમાં આથી વધારે બીલકુલ દબાણ કરવામાં આવ્યું નથી કે, જેટલું બીજા ધાર્મિક પુસ્તકોમાં છે. આ ખ્યાલ અરબોના સ્વભાવનો ભાગ હતો; અને એણે તેઓને બિલકુલ સુસ્ત બનાવ્યા નથી, કેમકે તેઓએ એક જબરજસ્ત રાજ્યની સ્થાપના કીધી હતી. છેવટે હમો આ પણ સાબેત કરી મુકયા છીએ કે કુરાન શરીફના નીતિના કાયદા તેવાજ ચઢીઆતા છે કે જેવા બીજા ધાર્મીક પુસ્તકોના છે. જો ખરી રીતે ઇસ્લામે પુર્વના મુસલમાનોને ખરાબ કર્યા હોય તો હમો ઉપર કહી ગયા છીએ તેમ કેટલાક પુર્વવાસીઓ કે જે ન તો વધારે સ્ત્રીઓ

વાળા છે કે, ન તો તકદીરને માનવાવાળા છે તેવા શામ (સિરયા)ના ખ્રિસ્તિઓએ આ પડતીથી બચવું જરૂરી હતું. કેમકે મેં હમણા સુધી કોઇ લેખક એવો નથી. જોયો કે જેણે પુર્વની હાલત ઉપર નઝર નાખી હોય, છતાં તેણે સ્વિકાર્યું નહિ હોય કે શામ ( સિરિયા )ના ખ્રિસ્િઓ નીતિમાં ત્યાંના મુસલમાનો કરતાં પણ ખરાબ છે.

હમો આ ભાગને આ વિષય ઉપર પુરો કરી શકીએ છીએ કે કુરાન શરીફના નીતિના કાયદા બીજા ધર્મના કાયદા જેવાજ સરસ છે. અને મુસલમાન તથા ખ્રિસ્તિ બેઉમાં સમય, પ્રજા, તથા બીજા કારણોના તફાવતને લીધે, જેમાં ધાર્મિક ફરમાનોને વધારે દખલ નથી, તેમાં વિવેક અને સભ્યતાની પંક્તિ પણ જુદી રહી છે.

આ બનાવોથી જે નિર્ણય ઉપર હું આવું છું તે એ છે કે, જે પ્રજાએ ઇસ્લામના કાયદા સ્વિકાર્યા છે તેઓ ઉપર કુરાન શરીફના ફરમાનોની અતિશય અસર થઇ છે. ઘણાજ થોડા ધર્મોએ હ્રદયો ઉપર રાજ્ય કર્યું છે અને શાયદ કોઇ ધર્મ એવો નથી કે જેણે આવું રાજ્ય આટલા દીવસો સુધી કર્યું હોય. કુરાન શરીફ પુર્વના સઘળા સંસારોનું અસલી કેન્દ્ર છે. અને મુસલમાનોની નાનામાં નાની આદતો અને કાર્યો ઉપર એની અસર મોજુદ છે.

મુસલમાનોની રાજ્ય સત્તા હવે ઇતિહાસોમાંજ રહી ગઇ છે, પણ તે ધર્મ જેણે એ રાજ્યનો પાયો નાખ્યો તે હજુ ફેલી રહ્યો છે. હઝરત મહંમદ (સલ૦) નો પડછાયો હજુ પણ તે કરોડો મનુષ્યના હ્રદયો ઉપર પ્રકાશી રહ્યો છે, જે મોરોક્કોથી ચીન સુધી અને ભુમધ્યસમુદ્રથી સુર્યમંડળ સુધી પથરાયલો છે. માણુસ ઘણા રાજાઓના હાથોમાં એક હથિયાર સમાન રહ્યો છે. પરંતુ એમાં સૌથી

વધારે ઘાતકી, જેની ખુશામત તથા ભયમાં એણે પોતાની જિન્દગી ગુજારી છે; જેના માટે એણે ભયંકરમાં ભયંકર લડાઇઓ લડી છે. અને દુષ્ટ પાપો કર્યાં છે; તે માલેકો તથા બાદશાહો છે; જેના આત્મા (૩૯) કોઇ જુદીજ જગતમાં રહે છે. અને ભૂત પલીત બની હમારા આગળ આવે છે. જો કે આ ફક્ત ઓળા અને પડછાયા છે, પરંતુ એનાથી હૃદય ધ્રુજે છે. ઘણા બાદશાહોએ દુન્યા ઉપર રાજ્ય કર્યું છે અને ખુદાના બંદાઓ પાસે પોતાના મન મુજબ કામો કરાવ્યાં છે; પણ કોઇને તે બુઝુર્ગો (ધર્મગુરૂ)ની શક્તિ નસીબ થઇ નથી. જે આ ફાની દુનિયામાંથી ક્યારના ચાલ્યા ગયા છે.



# મુસ્લિમ ઓરતોની હાલત.

## પ્રકરણ પહેલું.

## વધુ લગ્નના કારણો.

જો હમારે કોઇ પરકોમના રિવાજો સારી રીતે સમજવા હોય તો, થોડા વખત માટે પોતાની આસપાસની ચીજોથી નજર ફેરવી, તે કોમની ખાસ સ્થિતિને ધ્યાનમાં લેવી જોઇએ. એમ કરવાને વધુ જરૂરત એટલા માટે છે કે, એકથી વધુ લગ્ન કરવાના રિવાજ વિષે આપણામાં ઘણા ખોટા વિચારો ફેલાયલા છે. મુસલમાનોનો કોઇ રિવાજ યુરોપમાં એટલો બધો ખરાબ અને હલકો ગણાતો નથી. તેમ બીજા કોઇ રિવાજ માટે યુરોપ[1] વાસીઓના વિચારો આટલા બધા ખોટા નથી. યુરોપી લેખકોના ધ્યાનમાં મુસલમાનોમાં થતાં વધુ લગ્ન જાણે ઇસ્લામની જડ અને ઇસ્લામને ફેલાવવાનું તથા મુસલમાનોના પડતીનું મુળ કારણ છે, જાણે તેઓમાં

(૧) આ પુસ્તકમા જ્યા યુરોપ અથવા પશ્ચિમના શબ્દો લખેલા છે ત્યાં યુરોપ ખંડ સમજવો તથા જ્યાં યુરોપી; યુરોપવાસી અને પશ્ચિમ વાસી શબ્દો લખેલા છે ત્યાં ખ્રિસ્તિ પ્રજા સમજવી. તેમ પુર્વથી એશિયા ખંડ અને પુર્વવાસીઓ અરબો એટલે મુસલમાનો સમજવા.

થવાં વધુ લગ્ન છે; તે બિચારી કમનસીબ ઓરતો માટે એવો ઘણો ઘોંઘાટ કરવામાં આવે છે કે તે હરમો[1] ની ભીંતોમાં બંધ, અને બિહામણા દરવાનોના પંજાનાં સપડાયલી છે. અને તેમને તેઓના માલિકોની અદના નારાજી ઉપર બેરહમીથી કતલ કરવામાં આવે છે. આ ચિતાર તદ્દન ખોટો છે અને હમને આશા છે. કે આ લેખ પુરો વાંચનારા જો યુરોપના પક્ષપાત પણાને એક તરફ મુકે તો ખચિત માનશે કે મુસલમાનોમાં વધુ લગ્નનો રિવાજ સંસારની ઘણીજ સરસ રીતિ છે. તે કોમો કે જેમાં એ રિવાજ ચાલુ છે તેને એ રિવાજેનિતીની ટોચ ઉપર પહોંચાડી છે અને તેના ખાનગી સંબંધને મજબુત કર્યો છે. અને આ રિવાજનું પરિણામ એ છે કે, ખ્રિસ્તિઓ કરતાં ઇસ્લામીઓમાં ઓરતોની ઇઝ્ઝત પણ ઘણી છે.

પોતાના દાવાની દલીલ રજુ કરવા પહેલાં હમારે એ કહેવું જરૂરી છે કે વધુ લગ્નનો રિવાજ ઇસ્લામથી તદ્દન અલગ છે. કારણ કે એ, **હઝરત મોહમદ** (સલ૦)થી પહેલાં પુર્વની બધી પ્રજા જેવી કે યાહુદી, ઇરાની અરબ વીગેરેમાં હતો, અને જે લોકોએ ઇસ્લામી ધર્મ સ્વિકાર્યો તેઓને ખાસ આ બાબતમાં કાઇ લાભ થયો નથી ! આજ સુધી કોઇ ધર્મ દુનિયામાં એવો મજબુત થયો નથી જે આવી જાતના રિવાજો જેવા કે વધુ લગ્ન વિગેરે સ્થાપે અથવા બંધ કરે. આ રિવાજ ફક્ત પુર્વના હવાપાણી તથા જાતિ ગુણો અને જુદા જુદા કારણોનું પરિણામ છે કે જેથી પુર્વની સામાજીક રીતભાત જોડાયલી છે.

---

(૧) સ્ત્રીઓને રહેવાની જગ્યા.

હવા પાણી અને કોમી ખાસિયતોની અસર એવાં દેખીતા કારણો છે કે જે ઉપર આનાકાની કરવાની જરૂરત નથી. ઓરતોનો ખાસ સ્વભાવ, તથા વધુ ઓલાદની ખાહેશ, તથા તેની બીમારીઓ વિગેરે તેને કેટલીક વાર પોતાના પતિથી અલગ રહેવા માટે મજબુર કરે છે. અને આ થોડા દીવસોનું અલગ રહેવું પણ પુર્વનાં હવા પાણી અને કોમી સ્વાભાવિકતા ને લીધે બની શકે તેમ નથી, જેથી વધુ લગ્નનો રિવાજ નક્કી ઠર્યો.

પશ્ચિમમાં પણ-જ્યાં હવાપાણી તથા સ્વભાવનું ખેંચાણ આ રિવાજ તરફ આટલું બધું નથી ત્યાં પણ, એકજ લગ્નના રિવાજ નો ધારો, ફકત પુસ્તકોમાંજ છે. અને હું ધારૂં છું કે, કોઇ માણસ ના નહિ પાડશે કે આ રિવાજ આપણા અસલી સંસારમાં મળતો નથી. મને સમઝ પડતી નથી કે પુર્વના વાજબી વધુ લગ્નને શું કારણસર પશ્ચિમના ખોટા (વ્યભિચારી) વધુ લગ્નથી ઉતરતા સમઝ વામાં આવે છે? પરંતુ હું કહીશ કે મુસલમાનોના વધુ લગ્નને ખ્રિસ્તિઓના એક લગ્નના રિવાજના રિવાજ ઉપર દરેક રીતે સરસાઇ છે. જેથી સારી રીતે સમઝમાં આવે છે કે પુર્વવાસીઓ જ્યારે હમારા મોટા શહેરોની સ્થિતિ જુવે છે ત્યારે તેમને હમારા વાંધા તથા આક્ષેપો ઉપર સખત અચંબો લાગે છે અને ક્રોધ છુટે છે.

આ રિવાજ જે પહેલાં ઉપર જણાવેલા સ્વભાવિક કારણોથી ઉત્પન્ન થયો ને ઘણો જલદી સંસારના કાયદામાં દાખલ થઇ ગયો. એ ઘણીજ સહેલાઇથી સમઝમાં આવી શકે છે; કેમકે પુર્વવાસીઓની વધુ છોકરાંની હોંસ, તેઓની ખાનગી ઝિન્દગીનો આનંદ, તેઓનો ને ઇનસાફ જે યુરોપવાસીથી ઉલટો તેઓને, ઓરતોથી સંબંધ થયા

પછી તેણીને છોડી મેલવાને આડે હતો. એ સિવાય આ રિવાજને જે કાયદાએ મઝબુત બનાવ્યો, તેના કારણો હું આગળ જણાવીશ, જો આ નિયમને માનવામાં આવે કે રિવાજ ધીમે ધીમે કાયદો બની જાય છે; તો હમારે આ પણ માનવું પડશે કે, યુરોપના વધુ ખોટા લગ્નો જે હમારા સંસારનો એક ભાગ છે તે કોઈ દહાડો કાયદાથી પણ બહાલ રાખવામાં આવશે.

વધુ લગનના કારણોમાંથી કેટલાંક એવાં છે કે જેનું બયાન મેં હજુ સુધી કર્યું નથી. આ રિવાજ જે ખાસ પંકતિના માણસો સાથે સંબંધ ધરાવે છે તેના બયાનથી માલમ પડશે કે કેટલાક દેશોમાં ઝરૂરતે કેટલી હદ સુધી આ રિવાજની સ્થાપના કીધી છે. યુરોપના ધર્મચુસ્ત લોકોએ પણ આ વધુ લગનના કારણોને જોઇ તેની અગત્યતા કબુલ કીધી છે. જેવું કે લેખક ડાકટર **મુસ્યો લેપલે** પોતાના "**પુર્વનો મજુર વર્ગ**" એ નામનાં પુસ્તકમાં ખેડુતનાં વધુ લગનની જરૂરત જણાવે છે અને સાબેત કરે છે કે, આ રિવાજ ફકત જરૂરતનાજ લીધે હસ્તીમાં આવ્યો નથી, પણ ઓરતો પોતે નારાજ હોવાથી પોતાના ધણીઓને જબરજસ્તી બીજાં લગન માટે તૈયાર કરે છે. **મુસ્યો લેપલે** લખે છે કે–"જેવું કે કુટુંબમાં મોટા છોકરા ઘણીજ નાની વયમાં લગન કરે છે તેથી તેઓના પહેલી સ્ત્રીઓ કેટલાંક છોકરાં જનમ્યા પછી ઘણી જલદી ઘરડી થઇ જાય છે. અને તેઓ પોતે જુવાન રહે છે. એવી સ્થિતિમાં એમની સ્ત્રીઓ એઓને બીજા લગન માટે કહે છે અથવા રાજીખુશીથી બીજા લગન માટે રજા આપે છે. જો કે આ વાતથી અચંબો લાગે છે, કે કોઇ સ્ત્રી પોતે પોતાની ખુશીથી કેવી રીતે સૉકના આવવાને

સહન કરે છે. પરંતુ યાદ રાખવું જોઇએ કે મુસલમાનોની આ પંક્તિમાં ઘરનું સઘળું કામ કાજ પછી તે ગમે તેટલું સખત કેમ ન હોય તોપણ તે સ્ત્રીઓનેજ કરવું પડે છે. જેવું કે આ ખેડુતોમાં ઓરતો ઘરમાં બેસી રહી શકતી નથી. તેણીને પોતાના કામો કરવામાં મદદનિશની જરૂરત પડે છે. અને આ મદદ સગાઓથી અથવાતો લોંડીઓથી મળી શકે છે. સગાંસ્નેહી ઘણું કરી મદદ માટે ઓછાં મળે છે; અને લોંડીઓ વધુ કરી ધણીના વપરાસમાં આવી જાય છે. જેથી એમાં અને ઘરની સ્ત્રીઓમાં અદેખાઇ થાય છે. તેથી સહેલાઇથી સમઝમાં આવી શકે છે કે એવી સ્થિતિમાં પહેલી સ્ત્રી જેને ઘડપણ આવવા લાગે છે અને ઘરના કામકાજ વધતાં જાય છે તેથી તે પોતેજ બીજા લગ્ન માટે પોતાના પતિને કહે છે."

એજ લેખક લખે છે કે, વધુ લગનના રિવાજના કારણોમાં આ પણ એક મોટું કારણ છે કે પુર્વવાસીઓને હમેશાં વધુ ઓલાદની હોંસ હોય છે. એઓની નઝરમાં વાંઝિયા (વગર ઓલાદના) રહેવા કરતાં દુન્યામાં બીજુ કોઇ મોટું સંકટ નથી. થોડાં બાળકો થતાં છતાં એમને હમેશાં વધારે ઓલાદની હોંસ રહે છે. અને આ એક મતલબને પાર પાડવા તેઓ એક પછી એક ઘણી સ્ત્રીઓ સાથે લગન કરે છે.

આજ લેખકે એ પણ દેખાડયું છે કે, આ પ્રકારના વધુ લગનથી સ્ત્રીઓમાં માંહોમાંહે કોઇ જાતની દુશમની અથવા અદેખાઇ થતી નથી. અલબત હમારા યુરોપના પક્ષપાતપણાને લીધે હમને આ કામ અશક્ય દેખાય છે. પરંતુ એ ફક્ત એટલાજ માટે કે, આ રિવાજને આપણે આપણાજ વિચારો પ્રમાણે તપાસીએ છીએ અને

તે કૉમોની નજરથી જોતા નથી કે જેમનામાં એ રિવાજ ચાલુ છે. કોઇ પણ પક્ષપાતને દુર કરવા માટે લાંબા વખતની જરૂર છે, અને હમો વિચાર કરી શકીએ છીએ કે પુર્નના આ વધુ લગ્નના રિવાજ માટે હમારે હમારા વિચારો કેટલા બધા બદલવાની જરૂર છે. ખાસ કરી હમો તે પુરાના કાળ તરફ દ્રષ્ટિ નાખીએ છીએ ત્યારે માલમ પડે છે કે, તે વખતે એકજ સ્ત્રી આખા કુટુંબની બાયડી થતી હતી અથવા ચાલુ સમયમાં હિંદુસ્તાનની કેટલીક કૉમોને જોશું તો, તેમાં આજે પણ એકજ સ્ત્રી કેટલાક ભાઇઓની બાયડી થાય છે.





## પ્રકરણ બીજું.

# સ્ત્રીઓ ઉપર ઇસ્લામની અસર



આ વધુ લગ્નનો રિવાજ જે પહેલાંથી ચાલ્યો આવતો હતો, તે ઇસ્લામે અખત્યાર કર્યો; એટલુંજ નહિ પણ, એણે પુર્વની સ્ત્રીઓની સ્થિતિ ઉપર ઘણી સરસ અસર કીધી. આજ કાલ વગર વિચારે કહેવામાં આવે છે તેમ, તેને ફજીઅત અને બેઅઝત કર્યા વગર એણે ઓરતોની ઉન્નતિની સ્થિતિ, અને તેની પંકિત ને ઘણી આગળ વધારી છે. કુરાન શરીફમાં વારસાના જે કાયદા છે તે યુરોપના કાયદા કરતાં ઓરતોના હકમાં ઘણાજ લાભ કારક છે. બેશક કુરાન શરીફમાં યુરોપના સઘળા કાયદા પ્રમાણે જેમાં છુટાછેડાની રીતિ મંજુર કરવામાં આવી છે. તેમ મુસલમાનોને પણ તલાકની રજા આપી છે. પરંતુ આ તલાકના કાયદામાં ખુલ્લી રીતે દબાણ કરવામાં આવ્યું છે કે, જે ઓરતોને તલાક દેવામાં આવે તેઓની સાથે ઇનસાફથી વર્તવું.

ઓરતો ઉપર ઇસ્લામની અસર તપાસવાનો સરસ માર્ગ આ છે કે, ઇસ્લામ પહેલાં તેમની શું હાલત હતી, તે આપણે જાણવું જોઇએ. ઇસ્લામ પહેલાં સ્ત્રીઓ સાથે જે વર્ત્તણુક ચલાવવામાં આવતી હતી તેનો પત્તો અમને કુરાનશરીફની કેટલીક આયતો (વાકયો) માંથી મળે છે:—

"ઓ મુસલમાનો! તમારી માતાઓ અને ધણિયાણીઓ, બેહનો અને ફોઇઓ, માસીઓ અને ભત્રીજીઓ, ભાણુજીઓ

અને દાઇઓ (જેણે તમને દુધ પીવાડયું છે,) અને તમારી દુધ બહેનો અને તમારી સાસુઓ, અને જે ઓરતો સાથે તમો હમબીસ્તર થઇ ચુકયા છો તેમની આગલા ઘરની છોકરીઓ જેને ઘણું કરી તમોજ ઉછેરો છો, એ (સઘળી ઓરતો) તમને હરામ છે. પરંતુ જો આ સ્ત્રીઓ સાથે તમોએ સંબંધ કર્યો નહિ હોય, તો તેણીની આગલા ઘરની છોકરીઓ સાથે નિકાહ (લગ્ન) કરવામાં તમો કાંઇ ગુન્હા–પાપ કરતા નથી. તમારા (સગા) છોકરાઓની ઓરતો, અને બે બહેનોને એક સાથે જોરુ બનાવવી પણ તમને હરામ છે." [ સુરએ નિસા આયત ૨૩ મી. ]

જે પ્રજા માટે આ કાયદાની જરૂરત પડી તેનું વર્તન કેવું હતું તે આ આયતોથી માલમ પડશે. પરંતુ જ્યારે જુના કાળમાં સઘળી પુર્વની પ્રજાના ચાલ ચલણ એવાજ હતા એ બાબત હમારા લક્ષમાં છે ત્યારે હમો અરબસ્તાનના જાહેલ (અજ્ઞાન) લોકોને વધુ સખત નજરથી જોઇ શકતા નથી. જે ફરમાનો તોરેત (યાહુદીનું ધર્મ પુસ્તક; ના ભાગ અહબારના, ૧૮માં પ્રકરણના, ૬ઠા વાકયથી તે ૧૮માં વાકય સુધી) માં લખેલા છે; તે પુરેપુરા આ ફરમાનો જેવાંજ છે. અને તેથી પણ માલમ પડે છે કે, તે પહેલાં રીતિ નીતિ ઘણીજ ખરાબ હતી.

અજ્ઞાન કાળમાં સ્ત્રીઓને માણસો તથા પશુ વચગાળેનું પ્રાણી સમઝવામાં આવતું હતું; તેનું કામ ફકત મનુષ્ય જાતિનો વધારો કરવો, અને પુરૂષોની સેવા બજાવવી એ હતું. કન્યાઓનું જન્મવું એ એક કમનસીબી સમઝવામાં આવતી હતી; અને તેને જીવતી દાટી દેવાનો રિવાજ હોઇ, તે સંબંધેનો અખત્યાર એક મરઘી કાપવાની સત્તા પ્રમાણે મળેલો હતો **મુસ્યો કોસાનડી પર્સવાલએ હઝરત મોહમદ (સલ.) અને કૈસ શેખ બની તમીમના** સ્વાલ જવા-

બની નકલ કરી છે, તે ઉપરથી અરબોના છોકરીઓ વિષે કેવો વિચાર હતો ને માલમ પડે છે. **હઝરત મોહમદ** (સલ.) એક છોકરીને ખોળામાં બેસાડી ખવડાવી રહ્યા હતા તે વખતે,

> **કૈસે** પુછ્યું—"આ કયા પ્રાણીનું બચ્ચું છે, જેને તમો ખવાડી રહ્યા છો."

> **હઝરત** (**સલ.**) મે જવાબ આપ્યો—"એ મારૂં બાળક છે."

> **કૈસે** કહ્યું—"ખુદાની કસમ! મારે ત્યાં એવી ઘણી છોકરીઓ થઇ પણ મેં તે સૌને જીવતી દાટી દીધી; અને કોઇને પણ નહિ ખવાડ્યું."

> **હઝરત** (**સલ૰**) ફરમાવ્યું—ઓ બેવકુફ! માલમ પડે છે કે અલ્લાહપાકે તારા હ્રદયમાં કોઇ પ્રકારની મનુષ્ય લાગણી અર્પણ કરી નથી, તું એક મોટી બક્ષીસથી, જે માણસને આપવામાં આવી છે તેથી બેનસીબ છે"

ઇસ્લામે સ્ત્રીઓ ઉપર શું અસર કીધી તે આપણે જાણવા ચાહતા હોઇએ તો, આપણને ઇસ્લામની ઉન્નતિના સમયમાં તેમની સ્થિતિ જોવી જોઇએ. હમો હવે નોંધીશું તે લેખો ઉપરથી માલમ પડશે કે, ઇસ્લામની ઉન્નતિમાં સ્ત્રીઓને તદ્દન તેજ પંક્તિ આપવામાં આવી હતી કે જે લાંબી મુદત પછી યુરોપમાં મળનાર હતી; એટલે કે **સ્પેન**માં જઇ વસેલા અરબોના લશકરી સદ્દગુણો યુરોપમાં દાખલ થયા ત્યારથી ત્યાં સ્ત્રીઓને માન આપવાનું શરૂ થયું. આપણે જોઇ ગયા છીએ કે યુરોપવાસીઓમાં લશકરી નીતિ–જેનો એક મોટો ભાગ સ્ત્રીઓની વર્તણુક હતી–તેઓ માંથી આવી. તેમ છતાં તે ધર્મ ઘણું કરી સમજવામાં આવે છે,

તેમ ખ્રિસ્તિ ન હતો; **બલ્કે ઇસ્લામ હતો કે જેણે ઓરતોને તેમની તે વખતની પરેશી હાલતથી ચઢતી પાયરી ઉપર આણી.** યુરોપના અજ્ઞાન કાળના અમીર લોકો ખ્રિસ્તિ હતા છતાં ઓરતોને બિલકુલ માન આપતા ન હતા. અને આપણા જુના ઇતિહાસ વાંચવાથી એમાં બિલકુલ શંકા રહેતી નથી અરબોએ ખ્રિસ્તિઓને ઓરતો સાથે માનથી વર્ત્તવું શીખવ્યું તે પહેલાં આપણા, જુના જમાનાના મોટા અમીરો અને અધિકારીઓ સ્ત્રીઓ સાથે ઘણીજ ખરાબ રીતે વર્તતા હતા. જેમકે—**ગારાન લે લોહ** રિનના ઇતિહાસથી **શાર્લમેન**ના રાજ્યમાં સ્ત્રીઓ સાથે શું વર્તણુક થતી હતી. અને એ પોતે કેવી વર્તણુક કરતો હતો, તે માલમ પડે છે. " **શાર્લમેને** એક દીવસ પોતાની બહેન સાથે વાદવિવાદમાં લડાઇ કીધી અને તેણીના વાળ પકડી ઘણી મારી, તથા પોતાના લોખંડના હાથાથો તેના ત્રણ દાંત તોડી પાડયા, જો કે, આ મારામારીમાં તેને પોતાને પણ બે ચાર ઠોકો વાગી હતી" આપણો હાલનાં જમાનાનો એક ગાડી હાંકનાર પણ કોઇ ઓરત સાથે આવી જંગલી વર્ત્તણુક કરશે નહિ.

અરબોની ઉન્નતિના સમયમાં સ્ત્રીઓની ઇજ્જત તથા માન આથી પણ સાબેત થાય છે કે તેમાં ઘણી કેળવાયલી અને વિવેકીમાં ચાલાક ઓરતો નજરે પડતી હતી. પૂર્વમાં **ખલીફા અબ્બાસના** રાજ્યમાં અને **સ્પેનમાં ઉમય્યા**ના રાજ્યમાં કેટલીક ઓરતોએ ઘણી નામના મેળવી હતી. **વહદા-ખલીફા મોહમદ** જે ઇ. સ. ૮૫૦, માં રાજ્ય કરતો હતો તેની છોકરી **કરતબા** (કારડોવામાં, એવીજ

પ્રખ્યાત કવિ હતી કે જેની **ગ્રીકોમાં સ્યાફો**[૧] હતી. કાંડ[૨], **અબ્દુર્રહેમાન** ત્રીજાના સમયના અરબ લેખો થી નકલ કરી લખે છે, કે, આ **ખલીફો ઝોહરા** શહેરના મહેલોમાં, મોજશોખના સાધનોમાં બેસી પોતાની લોંડી **મઝના, આઇશા** (**કરતાબની** શાહઝાદી જેને **હુય્યાન**નો છોકરો લખે છે કે, તે પોતાના વખતની ઘણીજ ખુબસુરત, વિદ્વાન, અને અકલમંદ હતી.) અને **સફીયા**ની શેરો (કવિતા)ને સાંભળયા કરતો હતો.

**અલહાકિમ** બીજાના સમયમા ઇતિહાસ કર્તા લખે છે કે "આ જમાનામાં કેળવણી અને શાએરીની કદર **સ્પેન**માં એટલી વધી ગઇ હતી કે સ્ત્રીઓ પણ ઘરો માંજ મહેનત તથા શ્રમ લઇ ઇલમ શીખતી હતી, અને તેમાંની ઘણીક એક શાએરીમાં અને શિક્ષણમાં પ્રખ્યાત હતી. ખલીફાના મહેલ **લબનાન**માં એક છોકરી **ફાતેમા** ઘણીજ ખુબસુરત હતી, અને વ્યાકરણ, કાવ્ય શાસ્ત્ર, ગણિત શાસ્ત્ર, તેમજ બીજા અનેક વિજ્ઞાનોમાં ઘણીજ પ્રવિણ હતી. તેનું લખાણ પણ ઘણુંજ સુંદર હતું; અને **ખલીફાના** ભેદી કાગળો અને ચોપડીઓની નકલ પણ તેજ લખ્યા કરતી હતી. કોઇનું કાવ્ય તેના કાવ્યની રસિકતા અને બંધ ને પહોંચી શકતું નહિ. આ છોકરની રચના પણ ઉંચા પાયાની હતી. અને સઘળા વિદ્વાનો એના કાવ્યની તારીફ કરતા હતા.

---

(૧) સ્યાફો ઘણી પ્રખ્યાત કવિ હતી અને તેણીએ એક નવો રાગ બનાવ્યો હતો. જે તેણીના નામથી પ્રખ્યાત છે. (૨) કાંડ સ્પેનના પ્રખ્યાત વિદ્વાન હતો, એણે સ્પેનીશ ભાષામાં એક ઘણો ભરોસેદાર ઇતિહાસ–સ્પેનમાં મુસલમાનોના રાજ્યનો લખ્યો છે, જન્મ ઇ. સ. ૧૭૬૫ મરણ ઇ. સ. ૧૮૨૦.

અને એના પાસે એક અમુલ્ય દગલો ઇલ્મી અને હુન્નરની ચોપડીઓનો હતો. બીજી છોકરી **ખદીજા** સરસ કવિ હતી, અને સુંદર ગાતી હતી. **મરિઅમ** ત્રીજી છોકરી હતી, તેણી **અશઅીલયાહના** કુંટુંબની છોકરીઓને ઇલમ તથા શાએરી શીખવતી હતી, એની શીખવવાની ઢબ ઘણીજ પ્રખ્યાત હતી: અને એની શાળામાંથી ઘણી છોકરીઓ હોશિયાર થઇ નીકળી હતી. **રઝિય**.—જેતું નામ નજમુસ્સઇદ હતું. અને જેને ખલીફા અબ્દુર્રહમાને આઝાદ (મોકળી) કરી પોતાના છોકરા **અલહાકિમને** આપી હતી—તેણી, કાવ્ય તથા કિસ્સા કહાણીમાં ઘણી નામીચી હતી. **ખલીફાના** મરણ પછી એ પુર્વના બધા દેશોમાં ફરી હતી, અને દરેક જગ્યાના વિદ્વાનોએ એને ઘણું માન આપ્યું હતું."

અરબોના વારેસો—ખાસ કરીને તુર્કો—ના વખતમાં, ખલીફાઓની આગલી ઉન્નતિમાં થોડોક આંચકો આવ્યો, અને સ્ત્રીઓનો દરજ્જો પણ ઘટી ગયો. પરંતુ હું સાબેત કરીશ કે, આમ છતાં પણ ખુદ તુર્કોમાં એમની ઓરતોની સ્થિતિ યુરોપની સ્ત્રીઓ કરતાં સારી છે. જે કાંઇ ઉપર લખવામાં આવ્યું છે **તેથી** માલમ પડશે કે, **તે સ્ત્રીઓનું માન ઈસ્લામી ધર્મને લીધે નહિ, પણ મુસલમાનોની પડતી ને લીધેજ ઘટયું છે.**

આથી સ્પષ્ટ થયું કે મારૂં આગલું કહેવું બિલકુલ ખરૂં છે, ને **ઇસ્લામે ઓરતોની પંક્તિને ઘટાડવાને બદલે વધારી છે.** આ વિચાર મેંજ પહેલો જાહેર કર્યો નથી; પણ મારા **પહેલા મુસ્યો કોસાનડી પરસ્વાલને** પણ એજ મત હતો અને હાલમાં **મુસ્યો માર્થાલેમી સેંટહિલેરે** પણ એજ અભિપ્રાય આપ્યો છે.

**ઇસ્લામે સ્ત્રીઓની હાલતને ઘણી સુધારી છે અને એજ ધર્મ છે કે જેણે એમ કર્યું.** ઘણી સહેલાઇથી સાબેત થઇ શકે છે કે, તે બધા ધર્મોમાં, અને બધી પ્રજાઓમાં, સ્ત્રીઓની સ્થિતિ ઘણી ખરાબ હતી, જે અરબોની પણ પહેલાંથી હતી. મેં મ્હારા છેલ્લા પુસ્તકમાં આ બાબત સારી રીતે લખી છે, અને વાંચકોની ખાતરી માટે તે લખાણનું આ જગ્યાએ ટુંકમાં વર્ણન કરૂં છું:—

ગ્રીક લોકો ઘણું કરી સ્ત્રીઓને એક હલકી પંક્તિનું પ્રાણી સમજતા હતા, જેનું કાર્ય ફક્ત ઘરનું કામ કરવું તથા ઓલાદનો વધારો કરવો એજ હતું. અગર કોઇ સ્ત્રીનું છોકરું સ્વભાવથી ઉલટું જન્મતું, તો તે સ્ત્રીને મારી નાખતા. **મુસ્યો ત્રાપ લાંગ** લખે છે કે-"**સ્પાર્ટા**માં જેનાથી કોઇ બહાદુર સિપાઇના જન્મવાની આશા ન હોય, તેવી અભાગી સ્ત્રીને મારી નાખતા હતા." તેજ લેખક લખે **છે** કે-"જે વખત કોઇ સ્ત્રી એક બાળકનો જન્મ આપી ચુકતી હતી, ત્યારે દેશના લાભ અર્થે તે સ્ત્રીને બીજા માણસની નસલ લેવા માટે તેના પતિ પાસે ઉછીકી લેતા હતા." **ગ્રીકો** પોતાના ઘણાજ સુધરેલા કાળમાં પણ રંડીઓ (વેસ્યા) સિવાય બીજી સ્ત્રીઓનું માન રાખતા ન હતા. અને એજ કારણસર આ રંડીઓ સિવાય બીજી સ્ત્રીઓમાં કોઇ જાતનું શિક્ષણ બિલકુલ ન હતું.

પુરાતન કાળના બધા ધારાશાસ્ત્રીઓએ સ્ત્રીઓ સાથે એવીજ સખતી કીધી છે. હિંદુઓનો કાયદો કહે છે "તકદીર, તોફાન, મરણ, જહન્નમ (નર્ક) ઝેર, અને ઝેરી સાંપ એમાંથી કોઇ સ્ત્રી જેટલાં ખરાબ નથી."

બાઇબલમાં પણ એનાથી કાંઇ ઓછું સખત નથી. એમાં પણ લખ્યું છે કે, "ઓરત મોત કરતાં વધારે કડવી છે." પુરાના સમયના ધર્મકથનમાં લખ્યું છે કે "જે કોઇ ખુદાનો વહાલો છે તે પોતાને ઓરતથી બચાવશે; હજાર માણસોમાં મેં એક ખુદાનો વહાલો જોયો છે, પણ આખા જગતની સ્ત્રીઓમાં એક સ્ત્રી પણ એવી દેખાતી નથી કે, જે ખુદાની વહાલી હોય." જુદી જુદી કોમોના કહેવતો પણ સ્ત્રીઓ માટે કાંઇ વધારે લાભકારક નથી **ચીનાઓ**માં કહેવત છે કે, "પોતાની સ્ત્રીની વાત સાંભળવી જોઇએ, પણ તેને બિલકુલ માનવી ન જોઇએ. **રૂશમાં** કહેવત છે કે "દસ સ્ત્રીઓ વચ્ચે એક આત્મા હોય છે." **ઇટાલીયનો**નું કહેવું છે કે, "ઘોડો સારો હોય અથવા ખરાબ છતાં તેને ચાબકની જરૂર છે, તેવીજ રીતે સ્ત્રી સારી હોય અથવા નઠારી તેને મારની જરૂર છે." **સ્પેનીશો**માં કહેવત છે કે,-"ખરાબ સ્ત્રીથી બચવું જોઇએ પરંતુ મોહિની સુરત ઉપર કદી ભરોસો કરવો નહિ." **હિંદુ, ગ્રીક, રોમન**, અને હાલની બધી પ્રજાના કાયદા સ્ત્રીને લોંડી અથવા નાનું બાળક સમજે છે. **મનુ**નો કાયદો કહે છે કે,-"સ્ત્રી નાની વયમાં માબાપની તાબેદાર છે, જુવાનીમાં ધણીની, અને ધણી પછી પોતાના છોકરાઓની, અને જો છોકરા ન હોય તો પોતાના કુટુંબની; કારણ કે, કોઇ સ્ત્રી કદીપણ સ્વતંત્ર જિન્દગી ગાળી શકે એવી લાયક નથી." **ગ્રીક** અને **રોમન** કાયદા એને મળતાજ છે. **રોમનો**માં મરદની વર્તણુક પોતાની સ્ત્રી સાથે ઝુલમ ભરેલી હતી. સ્ત્રી એક લોંડીની પંક્તિએ ગણાતી હતી, જેના સંસારમાં કાંઇ ભાગ નહોતો. ધણી વગર બીજો કોઇ તેના કાર્યોનો ચુકાદો આપનાર નહોતો. અને ધણીને તેણીના જાનની પણ પુરી સત્તા

મળેલી હતી. ગ્રીકોના કાયદામાં સ્ત્રીઓની હાલત આથી વિશેષ સારી નહોતી. અને તેણીને કોઇ પ્રકારનો હક નહોતો, એટલે સુધી કે વારસાનો હક પણ આપ્યો હતો નહિ.

જે કાંઇ ઉપર લખવામાં આવ્યું છે તેમાં આટલું બીજું ઉમેરવા ઇચ્છું છું કે, હાલના તપાસ કરનારાઓએ, ધર્મ તથા કાયદાથી નજર ફેરવી, સ્ત્રીઓનું પુરૂષો કરતાં પંક્તિમાં ઉતરતું થવું. એ તેમનાં શરીર અને મન શક્તિ ઉપરથી સાબેત કરવાનો નિશ્ચય કર્યો છે. ચાલુ જમાનામાં અહિયાં સુધી સાબેત કરવાની કોશીશ કરવામાં આવી છે કે, ઉન્નતિના માર્ગમાં બુદ્ધિ અને સમજ શક્તિનુ પ્રમાણ સ્ત્રીઓમાં દીવસે દીવસે પુરૂષો કરતાં ઘટતું જાય છે.

આપણે એમ પણ સમઝવું જોઇએ નહિ કે, અરબોએ પુરાના કાળની બીજી પ્રજા કરતાં ઓરતોની ઇજ્જત વધારી, તેમને બુદ્ધિ તથા સમઝ શક્તિમાં પુરૂષોથી ઉતરતી નહિ ગણી; કેમકે એમના સામે પણ સ્ત્રીની વફાદારી ઘણી શક ભરેલી હતી. એઓ તેણીને ઘણી સુંદર અને મનમોહન પ્રાણી સમઝતા હતા, જેથી માણસ પોતાના દિલને ખુશ અને મુસીબતોને દુર કરી શકે છે; અને તેના વફાદારી ઉપર પુરેપુરો વિશ્વાસ થઇ શકતો નહોતો. પરંતુ એ બધું ઇસ્લામ પહેલાં તેઓમાં હતું. હઝરત મોહમદ (સલ.)થી બેહજાર વર્ષ પહેલાં હિંદુસ્તાનના પુરાણા ધર્મશાસ્ત્રીઓએ આ અવિશ્વાસને ચોખ્ખા શબ્દોમાં જાહેર કર્યો છે કે, કોઇ સ્ત્રીને ઝિનાકાર (વ્યભિચારી) કહેવા માટે ફક્ત આટલુંજ બસ છે કે, તે કોઇ પુરૂષ સાથે એક ઇંડુ તળી શકાય તેટલી વાર એકાંતમાં રહી હોય.

મનુએ જેટલો સમય સ્ત્રીઓને વ્યભિચારી સમજવાને ઠેરવ્યો છે, તે કેટલીક હદ સુધી ઓછો માલમ પડે છે. પરંતુ એ અભિપ્રાય

પુર્વવાસીઓનો નથી: બલ્કે એ છે કે, તેમના અવિશ્વાસને લીધે સ્ત્રીઓને કોઇ પ્રકારની છુટ આપવામાં આવી નથી અને તેઓ ઘરમાં બંધ રાખવામાં આવે છે. એઓને આ વાતની ખાત્રી થઇ ગઇ છે કે ઉંચી ભીંતો અને દરવાનો એ બેજ સાધન સ્ત્રીઓની પવિત્રતા જાળવવાના છે. એમના કીસ્સા કહાણીમાં પણ એમનો આ ખ્યાલ ચોખ્ખી રીતે નજરે પડે છે (તે, વીચિત્ર "અલેફલૈલા" જેવું કે હમો સઘળા જાણીએ છીએ, એક એવા દાખલાથી સ... કરવામાં આવો છે, જેથી, પણ સાબેત થાય છે) કે સ્વાભાવિક રીતે સ્ત્રીનું કામ મરદને દગો દેવાનું છે, અને જો તેણીને એક પિંજરામાં પુરવામાં આવે, અને તે ઉપર એક દેવ પહેરો ભરતો હોય તોપણ, જેટલી વખત તેની ઇચ્છા થાય તેટલી વખત તેણી ધોકો દઇ શકે છે. પુર્વ વાસીઓ જે પોતે કેટલેક અંશે ફિલસુફો પણ છે, તે પણ એમજ વિચારે છે કે, સ્ત્રીના સ્વભાવમાં તેવીજ બેવફાઇ છે જેવી રીતે પક્ષીના સ્વભાવમાં ઉડવું. અને એમને પોતાની નસલ ચોખ્ખી રાખવાની ઘણી હોંસ છે તેથી, તેણીને બચાવવા માટે પોતાથી બનતો પ્રયત્ન કરે છે.



## પ્રકરણ ત્રીજું.

# અરબોના લગ્ન.



કુરાન શરીફના કાયદાથી દરેક મુસલમાનને ચાર લગ્ન કરવાની અને એ સિવાય લોંડીઓની અગણિત સંખ્યા રાખવાની પરવાનગી આપવામાં આવી છે. પરંતુ આ લોંડીઓના છોકરાં પણ પરણેલી બાયડીના બાળકો જેવાંજ કાયદેસર બાળકો ગણવામાં આવે છે.

ધણી પોતાની બાયડીને જ્યારે ચાહે ત્યારે તલાક (છુટા છેડા) દઇ શકે છે; પરંતુ તલાક દીધેલી બાયડીના ખાવા પીવાનો બંદોબસ્ત તેણે કરવો પડે છે.

જ્યારે લગ્ન કરવાં આટલાં સહેલાં છે, અને મરદ ઓરતને ઘણી નાની વયમાં લગ્ન કરવાની આદત પડી ગઇ છે, તેથી સારી રીતે સમજી શકાય છે કે, સ્ત્રીઓ અને પુરૂષોના સંબંધમાં યુરોપ કરતાં વધારે ઝગડા હશે. અને ખરૂં જોતાં એવુંજ છે. કોઇ પણ પારકા પુરૂષને પરણેલી સ્ત્રી સાથે મળવું ઘણું કઠણ છે; અને પારકા પુરૂષોને સ્ત્રીઓ સાથે છુટથી મળવાનો રિવાજ હમારી નજરમાં જેટલો યોગ્ય માલમ પડે છે તેટલોજ પુર્વવાસીઓની નજરમાં અયોગ્ય ગણાય છે. ડૉકટર ઈઝામબેર ઘણુ ઠીક લખે છે કે " એમ નહિ કહી શકાય કે, મુસલનાનોમાં સ્ત્રીઓની દુરાચારિ

અથવા અવિશ્વાસી[1]થી આટલી બધી ખરાબી થાય છે, કે જેટલી ખ્રિસ્તિઓમાં એકજ સ્ત્રી પરણવાના રિવાજથી, વધુ સ્ત્રીઓ સાથે લગ્ન કરવાના રિવાજ કરતાં, મોટા પ્રમાણમાં ખરાબ અસર થાય છે."

પુર્વમાં સ્ત્રીઓની સખત સંભાળ રાખવામાં આવે છે. તે કદાપી પર પુરૂષો સાથે મેળાપ કરી શકતી નથી, અને બુરખો તથા ચાદર ઓઢિયા સિવાય બહાર નીકળી શકતી નથી. અને ઇસતમ્બોલમાં પણ તે કદી એખલી બહાર નીકળી શકતી નથી. આ કારણથી એમને ધોકો આપવાની તક પણ મળતી નથી. જેથી અમો પશ્ચિમ વાસીઓને આ ખ્યાલ ઉપર અચંબો થવો ન જોઇએ કે, તેમની સ્ત્રીઓની પાવત્રતા યુરોપના સ્ત્રીઓ કરતાં વધુ છે.

ઘરના વડીલોનું માન જે હાલ દરેક ખ્રિસ્તિ પ્રજામાં ઘણું ઘટી ગયું છે, તે પૂર્વમાં હજુ સૂધી તેવીજ રીતે ચાલુ છે. સ્ત્રી પોતાના પતિ સાથે ઘણી નમનતાઇથી વર્તે છે, અને એના લીધે છોકરાં પણ તેને પગલે ચાલે છે. ઘરના વડીલોના ખરેખર બિલકુલ તેજ હકો છે કે, જે રોમનોના પુરાતન કાળમાં હતાં; અને આ બાબતમાં પણ પુર્વવાસી હમારી અદેખાઇ કરતા નથી.

સ્ત્રીઓનું છુટાપણુ જે પશ્ચિમમાં ઘણુ વધારે છે, તથા દીવસે દીવસે વધતું જાય છે, તેને અરબો મોટી એબ ગણે છે. ઘણું કરી

---

(૧) હુ આટલું વધારે કહેવા માગું છું કે, જે પ્રજામાં એક લગ્નનો રિવાજ છે, તેમાં પણ પરણેલી સ્ત્રીની બેવફાઇ બરાબર વધતી જાય છે. જેવું કે જે આંકડા નીચે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તેથી માલમ પડે છે કે, ફ્રાંસમાં ઇ. સ. ૧૮૮૦માં વ્યિવાકારીના એવા કેસો જેનો પત્તો લાગ્યો છે. (જેનો પત્તો લાગ્યો નથી તેની તો ગણતરીજ નથી) ઇ. સ. ૧૮૮૬ના આંકડા કરતાં નવ ઘણા વધારે હતા.

પુરૂષ વીસ વર્ષની ઉમ્મરે અને સ્ત્રી દસથી બાર વર્ષની વયમાં લગ્ન કરી લે છે. **અબિરસ** આ રિવાજની તારીફ લખ્યા પછી લખે છે કે, " અરબોના ખાનગી સંસારના રિવાજો ઘણાજ લાભકારક અને ઉંચા પાયાના છે; એથી હમો ઇન્કાર કરી શકતા નથી. "

વધુ લગ્ન ઉપરાંત પુર્વના લગ્નમાં બીજી પણ વિશેષતા છે, જે હમારાથી તદ્દન જુદી છે. કેટલાક યુરોપવાસીઓમાં ( વહેવારૂ રીતે તે પંક્તિઓમાં, જે સારી સ્થિતિમાં છે ) સ્ત્રીના તરફથી એક સારી રકમ મરદને જહેઝ (પલ્લા) ના નામથી આપવામાં આવે છે. પુર્વવાસીઓમાં એથી ઉલટું છે, એટલે પુરૂષ પોતાના તરફથી સ્ત્રીને પોતાની શકિત પ્રમાણે અમુક રકમ આપે છે.

પરણેલી સ્ત્રીઓના કાયદાના હકકો જે કુરાન શરીફ તથા ફિકહથી[1] ઘડવામાં આવ્યા છે, તે યુરોપની સ્ત્રીઓના હકકો કરતાં ઘણા વધારે લાભ કારક છે. મુસલમાન સ્ત્રીઓને ફકત મહેર,[2] મળે છે એટલુંજ નથી પણ તેણી પોતાની મિલકત ઉપર પુરો કબજો ધરાવે છે, અને તેને કોઇ પણ વખતે લગ્નના ખર્ચમાં ભાગ આપવો પડતો નથી. જે વખતે તેણીને તલાક દેવામાં આવે છે, તે વખતે ખાધાખાઇ મળે છે, અને જ્યારે રંડાય છે ત્યારે એક વર્ષ સુધી ધણીની મિલકતમાંથી ખાધાખાઇ અને અમુક ભાગ વારસામાં મળે છે.

આ હકકો ઉપરાંત સ્ત્રીઓનું ઘણુ માન રાખવામાં આવે છે. અને આ કારણોને લીધે પુર્વની સ્ત્રીઓના સ્થિતિ એવી સરસ છે

---

(૧) મુસલમાનોના ધર્મ સંબંધી પુસ્તકો.

(૨) મુસલમાનોમાં લગ્ન ક્રિયા વખતે અમુક રકમ ઠેરવવામાં આવે તેને મહેર કહે છે.

કે, દરેક અપક્ષપાત મુસાફરોએ એનો સ્વિકાર કર્યો છે, જો કે તેઓએ પોતાના વિચાર પ્રમાણે વધુ લગ્નના રિવાજને ખરાબ કહ્યો છે.

**મુસ્યોડી એમીસી** વધુ લગ્નના રિવાજ ઉપર તદ્દન યુરોપવાસીની નજરથી જુવે છે, અને એક વિરૂદ્ધ લખાયુ લખો પુર્વની સ્ત્રીઓની હાલતને નીચે મુજબ શબ્દોમાં વર્ણવે છેઃ—"ઘણુ કરી સ્ત્રીઓની વિશેષ ઇજ્જત છે, અને તેણી સાથે પુરૂષ જેવી વર્તણુંક ચલાવવવામાં આવે છે. કોઇ પુરૂષ રસ્તામાં કોઇ સ્ત્રી ઉપર હાથ ઉઠાવવાની હિમ્મત કરતો નથી, તે એટલે સૂધી કે લડાઇ ટંટા વખતે પણ એક અદના સિપાઇ બદકઝાન સ્ત્રી સાથે ખરાબ રીતે વર્તી શકતો નથી. ધણી પોતાની ધણીયાણી સાથે ઘણોજ નરમાશથી વર્તે છે. અને માતાની ઇજ્જત તો પૂજવા સમાન ગણી શકાય. કોઇ મરદ ઓરત પાસે મજુરી કરાવી તેણીની આવક લેતો નથી, પુરૂષજ સ્ત્રીને આપે છે. અને તેણી પોતાના પિયરથી કપડાંલત્તાં તથા દાસીઓ સિવાય બીજું કાંઇ લાવતી નથી. તલાકની હાલતમાં ધણી એટલી ખાધાખાઇ આપવા માટે બંધાયલો છે કે જેમાં સ્ત્રી સુખથી ગુજરાન કરી શકે; અને આ મજબુરી પુરૂષને તેવી જાતની ખરાબ વર્તણુકથી બચાવે છે, કે જેમાં સ્ત્રીને પોતે છુટાછેડા કરવાનો હક મળે" દેખીતી રીતે વધુ લગ્નના સબંધમાં આટલોજ વાંધો ઉભો થઇ શકે છે કે, આ રિવાજ ઓરતોની ઝિન્દગીને મુસીબતમા નાખે છે. આજ આક્ષેપ લાંબી મુદ્દતથી થઇ રહ્યો છે. પરંતુ ખરી રીતે એ તદ્દન ખોટો છે. અને જે યુરોપવાસીઓએ પુર્વનો સંસાર પોતાની આંખે દીઠો છે તેઓ, એ ભુલનો સ્વિકાર કરે છે. **મુસ્યો અબિરસ** પણ જે આ રિવાજના વિરોધી છે, પરંતુ તેમની વિરૂદ્ધતા વધુ નથી; તે કબુલ કરે છે કે, સ્ત્રીઓની એ બાબતમાં બિલકુલ ફરિયાદ

નથી. તે લખે છે "જો કે પુર્વની સ્ત્રીઓ પોતાની યુરોપની બહેનોની નજરમાં મુસીબતમાં સપડાયલી દેખાતી હોય, પરંતુ ખરી રીતે તે પોતાને કેદી સમઝતી નથી. અને કેટલીકવાર યુરોપની જે સ્ત્રીઓ તેમની સાથે મળેલી છે તેમને કહ્યું છે કે, તે પોતાની સ્થિતિ તેમની સ્થિતિ સાથે બિલકુલ બદલવા ઇચ્છતી નથી."

**મુસ્યો ડી વવઝાની**, કેરો (મિસરનુ પાયે તખત) ની **અલસનહ** શાળાના અધ્યક્ષ પણ ઘણી ચોખ્ખી રીતે લખે છે કે, "મુસલમાન ઓરતો હરમની[1] બંધ ઝિન્દગીને બીલકુલ મુસીબતવાળી ગણતી નથી; કારણ કે તેણી એજ જગ્યામાં જન્મી છે, અને અહિયાંજ ઉછરી મોટી થઇ છે. તેણીના વિચારમાં પણ આવતું નથી કે સ્ત્રીઓ માટે કાઇ બીજી જગ્યા અથવા એથી સરસ રૂદિ રહેવા માટે હોઇ શકે. યુરોપિયન સ્ત્રીઓના છુટાપણાને તેણી ધિક્કાર પાત્ર ગણે છે. હરમજ તેણીની નાનપણની રમતો તથા શરૂઆતની ખુશીઓ અને શરૂઆતના દુઃખોનું મેદાન છે. કહે છે કે આદત બીજો સ્વભાવ છે. અને હરમ પુર્વની સ્ત્રીઓ માટે સ્વભાવ થઇ ગયો છે. આ બંધ જગ્યામાં ફરવા હરવાની તેણીને એટલી બધી ટેવ પડી ગઇ છે કે તેણી વિચારમાં પણ હરમ બહાર પગ કાઢવાનો ઇરાદો કરતી નથી. જ્યારે લગ્નનો સમય આવી પુગે છે, ત્યારે તેણી પોતાની માની હરમમાંથી નીકળી ધણીના હરમનાં જાય છે. તેણીના કાર્યો તદન નવા છે, અને ઉંચા પ્રકારની કેળવણીથી તેણીની અભિલાષા એટલે સુધી વધી ગઈ છે કે, તેણી પોતાની ચાલુ ઝિન્દગીના આનંદથી કંટાળી, બીજી હાલતની ઇચ્છા કરે છે. એમના પતિ જે

(૧) ઘરમાં સ્ત્રીઓને રહેવાનો ભાગ.

કાંઇ સુખ સગવડ એમને માટે કરે છે તે એમને ઘણીજ જલદી સંતોષી અને સુખી બનાવી દે છે. કેમકે મુસલમાનોમાં જેટલી ચીજો સારી છે તે હરમ માટે છે. અને દરેક મુસલમાન પોતાની સ્ત્રીઓના ઘરો પછવાડે સઘળી સગવડો અને મધુરતા પૂર્ણ કરે છે."

એજ લેખક બીજી મોટી ભુલને ઇનસાફના દ્રષ્ટિથી દુર કરે છે કે, જે પુર્વની સ્ત્રીઓના અજ્ઞાનપણા વિષે પ્રખ્યાત થઈ ગઇ છે. ખરી રીતે મુસલમાન ઓરતો યુરોપની ઉંચી પંક્તિની ઓરતો કરતાં વધારે શિક્ષણ પામેલી છે. તે લખે છે કે:—"હરમોમાં કેળવણી અસાધારણ છે, અને ઘણી એવી સ્ત્રીઓ તથા છોકરીઓ મોજુદ છે કે જે અરબી, ફ્રેંચ, ઈંગ્રેજી, અને તુર્કી ભાષા લખી તથા વાંચી શકે છે. કેટલીકવાર હરમમાં જ્યારે મોટા ખાનદાનની મુસલમાન સ્ત્રીઓ એકઠી થાય છે, ત્યારે વાતચિત ફ્રેંચ ભાષામાં શરૂ કરે છે." મારા ધાર્યાથી પેરિસમાં તો ઘણી થોડી એવી સ્ત્રીઓ હશે કે જે શુદ્ધ અથવા અશુદ્ધ પણ ચાર ભાષા લખી વાંચી શકે."

જેથી દેખીતું છે કે, **પુર્વની સ્ત્રીઓના સંસારની રૂઢિ તેણીની કેળવણીમાં તદન આડે આવતી નથી.** હમો ઉપર દેખાડી ચુકયા છીએ કે અરબોની ચડતિના સમયમાં એવી ઘણી સ્ત્રીઓ હતી કે જે ઇલ્મ તથા નીતિમાં પ્રખ્યાત હતી. જે લેખકોએ પૂર્વની સ્ત્રીઓનાં અજ્ઞાનપણા વિષે લખ્યું છે તેઓએ કદાચિત તે લોંડીઓ ઉપર અનુમાન બાંધ્યું છે, જે પરદેશોથી વેચાતી રખાઇને આવી છે, અને કેટલાક હરમોમાં નજરે પડે છે આ તદન એવું છે જેમકે હમો કોઇ પેરિસની આબરૂદાર બાનુની કેળવણીનો અનદાજો તેણીની દાસીની હોંશિઆરી ઉપરથી કરીએ.



## પ્રકરણ ચોથું.

# પુર્વના હરમ.

અરબી ભાષામાં હરમ શબ્દ સામાન્ય રીતે જે ચીજ માન આપવા લાયક ગણાય છે તેના સંબંધમાં વપરાય છે; અને જ્યારે કોઇ મકાનને લગતી બાબતમાં આ શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે તેનો મતલબ તદન અલગ અને ખરેખર દરેક મુસલમાનની નજરમાં માન આપવા લાયકનો મકાનનો અમુક ભાગ. અર્થાત સ્ત્રીઓનો રહેવાનો ભાગ.

યુરોપવાસીઓમાં ઘણુ કરી પુર્વના હરમો સંબંધી ઘણા ખોટા ખ્યાલો ફેલાયલા છે. તેઓ હરમને ફકત એક મોજ શોખની જગ્યા સમજે છે કે જ્યાં દુ:ખી, કેદી સ્ત્રીઓ આળસાઇની ઝિન્દગી ગુજારે છે; અને પોતાની સ્થિતિ ઉપર રડે છે.

અમો સાબેત કરી ચુકયા છિએ કે આ માન્યતા તદન ખોટી છે. યુરોપની જે સ્ત્રીઓ પુર્વના હરમોમાં ગઇ છે ત્યાં તેમને એવી સ્ત્રીઓ જોઇ ઘણો અચંબો લાગ્યો છે, કે જે પોતાના પતિ સાથે પ્રેમ રાખે છે; બાળકોને ઉછેરે છે; અને ઘરનું સઘળું કામકાજ કરે છે; છતાં પોતાની હાલત ઉપર ખુશ છે. અને યુરોપની બાનુઓ સાથે તેણી પોતાની હાલત બદલવામાં એબ સમજે છે. આ બાનુઓ યુરોપની સ્ત્રીઓ ઉપર દયાની લાગણી સાથ દલગીરી જાહેર કરે છે કે, તેણી સંસારની જંજાલ તથા શારીરિક મહેનતની વેઠમાં

સપડાયલી છે. એથી વિરૂદ્ધ આ પુર્વની સ્ત્રીઓને ઘરના કામકાજ સિવાય બીજું કાંઇ કામ નથી, અને એમની નઝરમાં તથા એમના પતિની નઝરમાં એજ કામ સ્ત્રીઓ માટે લાયક પણ છે.

જે યુરોપ વાસીઓ પોતાની સ્ત્રીઓને વેપાર, હુન્નર અને બીજાં કામોમાં જોડાવવા દબાણ છે. તેવાઓને પુર્વવાસી તેજ નઝરથી જુવે છે, જે નઝરથી હમો તે માણુસને જોઇયે કે જે માણસ પોતાના ઘોડ દોડતા ઘોડાને ઘાણીમાં જોડી દે, અથવા તેના પાસે ઘંટી ફેરવાવે. તેમની નઝરમાં સ્ત્રીઓનું કામ ફક્ત પુરૂષોની ઝિન્દગીને મનોહર બનાવવાનું, તથા બાળકોને ઉછેરવાનું છે. જે સ્ત્રીઓ બીજા કામોમાં વળગેલી હોય તે પોતાની આ ફરજો સારી રીતે બજાવી શકે એમ મુસ્લિમ સ્ત્રીઓ બિલકુલ સ્વિકારતી નથી. જે પ્રજાના સંસારને માણુસ પોતાની આંખે એકવાર જુવે છે તેની અસર હંમેશા તેના મન ઉપર રહે છે, અને હું ખાતરી પુર્વક કહી શકું છું કે, એજ કારણસર મારા પોતાના વિચારો આ બાબતમાં પુર્વવાસીઓને તદ્દન મળતા છે.

મારૂં એમ કહેવું નથી કે, હરમનો સઘળો બંદોબસ્ત જેવો થવો જોઇએ તેવોજ છે, કેમકે તુર્કીના મોટા શહેરોમાં અને વિશેષ કરી **ઇસ્મતબોલ**માં હાલમાં હરમો સારી સ્થિતિમાં નથી. **ઇસતમ્બોલ**ના હરમોનો સંસાર હાલમાં યુરોપનાં મ્હોટાં શહેરોના જેવોજ સ્વતંત્ર છે પાડોશના યુરોપવાસીની અસર, ફેશન તથા એશઆરામનો વધારો, અને છેલ્લી લડાઇ પછીથી દેશની કંગાલ સ્થિતિ એણે તુર્કોની નીતિને ઘણી બગાડી છે. અને હાલમાં અમીરોના હરમોમાં ઘણી ઓરતો એવી છે કે દરવાનને લાલચ આપી તેમને મેળવવી એ કઠણ નથી.[1]

---

[1] જુવો પાના ૨૦) ની ફુટ નોટ નંબર ૨)

હમોએ આ ભાગમાં તે દલીલોને લખી છે કે જે વધુ લગનના રિવાજની તરફેણમાં અને તેની વિરૂદ્ધમાં રજુ થઇ શકે છે આ રિવાજની જે કાંઇ ખરાબીઓ છે તે તુર્કી અમીરોનાજ હરમોમાં દેખાઇ છે, જ્યાં વ્યભિચારી સંબંધ કરતાં પોલિટીકલ (રાજ-દરબારી) પ્રપંચો વધારે છે. પરંતુ આ ખરાબીઓ વચલા વર્ગના લોકોમાં બિલકુલ નથી. જે પ્રકારનું વિવેચન ઉપર કરવામાં આવ્યું છે તેથી હરમોનો અંદાજો તેવીજ રીતે કરવામાં આવે છે જેવી રીતે યુરોપના કુવાર પણાની ઝિન્દગીનો અંદાજો વલાકના તેવા કેસોની બદનામીથી જે મુજબ દરરોજ છાપામાં કરવામાં આવે છે. હું ધારૂં છું કે તે જુદા જુદા બનાવો અને અભિપ્રાયો જે મેં ટાંકયા છે તેથી આ પુસ્તકના વાચકોને ખાતરી થશે કે વધુ લગન એક ઘણોજ સારો રિવાજ છે. અને ખાન્ગી ઝિન્દગી નો આનંદ, નીતિ અને કાયદાને માન આપવું એ પુર્વની પ્રજામાં ઘણુ વધારે છે, કે જે આ રિવાજને પાળે છે. તે ઉપરાંત આ પણ સાબેત થશે કે ઇસ્લામ તે પહેલો ધર્મ છે જેણે સ્ત્રીઓની સ્થિતિ સુધારી છે. અને જેવી રીતે પુર્વમાં પશ્ચિમ કરતાં સ્ત્રીઓ હમેશાં આબરૂદાર રહી છે તેમજ કેળવણી અને દોલતમાં પણ તેણી પોતાની પશ્ચિમની બહેનો કરતાં સામાન્ય રીતે વધારે ચઢીયાતી છે.





# પુર્વની ગુલામી.

હમારા યુરોપિ વાંચકોની નજર આગળ **ગુલામ** એ શબ્દ પડતાંજ એક એવા ટોળાનું ચિત્ર ખેંચાઇ જાય છે, કે જે સાંકળોમાં જકડેલા છે, ખોરાકને બદલે ચાબકા ખાઇ રહ્યા છે, અને મકાનને બદલે ભોંયરામાં કેદ છે.

આ ચિત્ર **અમેરિકાના** અંગ્રેજો પાસે થોડા વર્ષ પહેલાં જે ગુલામો હતા તેમના સંબંધમાં ખરૂં કે ખોટું છે. તેની હું આ જગ્યાએ તપાસ કરવા માંગતો નથી. તોપણ શું આ માનવામાં આવે છે કે આ ગુલામોના માલેક પોતાના ગુલામો સાથે આટલે સુધી ખરાબ વર્તણુક ચલાવતા હતા? અને નિગ્રોને તેઓ પોતાની મિલ્કત સમજતા હતા, છતાં જાણી જોઇ તેનો નાશ કરતા હતા? હું કહીશ કે મુસલમાનોમાં ગુલામોની સ્થિતિ ખ્રિસ્તિઓમાં હતી તેથી તદ્દન જુદા પ્રકારની છે. પુર્વમાં ગુલામોની હાલત પશ્ચિમના ખાનગી નોકરો કરતાં પણ સરસ છે. તેને હંમેશા પોતાના માલેકના કુટુંબનું એક અંગ ગણવામાં આવે છે. અને હમોએ ઉપર જણાવ્યું છે તેમ તેઓ કોઇ કોઇ વાર પોતાના માલેકની છોકરી સાથે લગ્ન પણ કરી શકે છે; અને ઉંચી પંક્તિ ઉપર પહોંચી શકે છે. પુર્વમાં ગુલામ શબ્દ કોઇ જાતનો તિરસ્કાર પાત્ર ગણાતો નથી. અને કહી શકાય છે કે યુરોપના ખાનગી નોકરો કરતાં મુસલ-

**આનોના ગુલામો પોતાના માલેકની પંક્તિમાં ઘણા વધારે ગણવામાં આવે છે.**

**મુસ્યો આબુ લખે** છે " ઇસ્લામી દેશોમાં ગુલામીનો રિવાજ એટલો નજીવો એમ છે કે ઇસતમ્બોલના સઘળા પાદશાહ જે **અ-રૂલ મોમેનીન** છે તે, **લોંડી**ઓના પેટથી જનમયા છે, અને આ કારણથી તેમની બહાદુરીમાં કાંઇ પણ ફરક આવ્યો નથી. જે પાદશાહોએ મુદત સુધી મિસર ઉપર રાજ્ય કર્યું તેઓ હંમેશા પોતાની સખ્યાને નવા બાળકો વેચાતા રાખી, તેમને છોકરા બનાવી, વધારતા હતા. ઘણીક વાર મિસરના અમીર ઉમરાવો ગુલામો ખરીદી તેમને ઉછેરે છે, તથા કેળવણી આપે છે, અને પછી પોતાની કોઇ છોકરી સાથે લગ્ન કરી પોતાની સઘળી મિલકતના માલેક બનાવે છે. કૈરો શહેરમાં પ્રધાનો, સેનાધિપતિઓ તથા મોટા અલમદારો એવી જાતના નઝરે પડે છે કે જેઓ પોતાના બાળપણ આઠસો રૂપિઆથી બારસો સુધીમાં વેચાયા છે."

જે કોઇ મુસાફરે પુર્વની ગુલામી ઉપર વિચાર કર્યો છે તે સ્વીકારે છે કે, યુરોપ વાસીઓ ગુલામી વિરૂદ્ધ જે કાંઇ પોકાર કરે છે તે તદન પાયા વિનાનો છે. અને એમની નિયતો પણ ચોખ્ખી નથી મુસલમાનોનો મોટો દાવો આ છે કે, મિસરમાં ગુલામ ફક્ત પોતાના કહેવાથી ગુલામીની ઝુંસરીમાંથી મુક્ત થઇ શકે છે છતાં તેઓ છુટા થવાની માંગણી બિલકુલ કરતા નથી. **મુસ્યો અબિરસ** એનુંજ વર્ણન કરી શકે છે "બેશક હમો આ વાતને છુપાવી શકવા નથી. કે, ઇસ્લામી દેશોમાં **લોંડી** તથા ગુલામોની ઝિન્દગી ઘણા સુખથી ગુજરે છે."

હું એવી જાતના ઘણા અભિપ્રાય ટાંકી શકું છું, અને નીચે થોડાક એવા માણસોના વિચારો ટાંકું છું કે, જેમણે મિસરની ગુલામી હાલમાંજ જોઇ છે.

**મુસ્યો શાર્મ** કહે છે કે મિસરમાં ગુલામી એટલી બધી લોકમાન્ય, એવીજ સ્વાભાવિક, અને ફાયદાકારક છે કે, તે તદન બંધ થાય તો ઘણું નુકસાનકારક થઇ પડે. જે દીવસે મધ્ય આફ્રિકાના હબશી લોકો પોતાની લડાઇના કેદીઓને વેચી શકશે નહિ, તેજ દીવસે તેઓ તેમને મફત ખવાડવાને બદલે પોતે તેને ખાઇ જશે. એથી જો કે ગુલામી એક ખરાબ રિવાજ અને મનુષ્ય લાગણીને માટે નામોશી ભર્યું છે, તો પણ માણસોને ખાવું તેથી વિશેષ ખરાબ છે, અને જે બિચારા ભોજન પાત્ર બની જાય તેમને માટે તો ઘણુંજ ખરાબ છે.

ત્યારે શું ઇંગલાન્ડના મનુષ્ય જાતિનું ભલું ઇચ્છનારાઓની નઝર આગળ આ નિગ્રોના કોળિઆ બની જવું, એ પારકા માણસની તાબેદારી કરવા કરતાં મનુષ્ય લાગણીને વધારે અનુસરતું છે?

**મુસ્યો વવઝાનિ કૅરોની અલ્લસનહ શાળના** અધ્યક્ષ લખે છે કે–"હાલમાં ગુલામોને આટલી બધી સ્વતંત્રતા મળેલી છે કે વગર દુઃખે તે જેમ ધારે તેમ ગુજરાન કરી શકે છે; પરંતુ આ કાયદાનો તેઓ તદન લાભ લેતા નથી. તેઓ પોતાની તાબેદારની સ્થિતિ, કે જેમાં કાંઇ જુલમ નથી, તેને હજારો જાતની મુસિબતો ઉત્પન્ન કરનારા છુટાપણા કરતાં ઉત્તમ ગણે છે."

**મિસરના ગુલામોની સ્થિતિ ખરાબ નથી પણ એટલી બધી સરસ છે કે તેઓ જે દરજ્જામાંથી આવ્યા છે, તે કરતાં તેમને ઘણા આગળ વધાર્યા**

છે. તેમાના ઘણાએ, ખાસ, કરી જે ગોરી ચામડીના છે, તેઓ તો મોટા મોટા હોદ્દા પર પહોંચે છે. લોંડીનો છોકરો તદન પરણેલી સ્ત્રીના છોકરા બરાબર છે. અને જો તે કુટુંબમાં સૌથી મોટો હોય તો તે કુટુંબનું વડપણ ભોગવે છે. પેલી પ્રખ્યાત બાદશાહોની ટોળી જેણે આટલી લાંબા મુદ્દત **મિસર** ઉપર રાજ્ય કર્યું, તે હંમેશા ગુલામોની ભરતી કરતી હતી. **અલીએ ઇબ્રાહીમએ**, અને **અહરામ**ની લડાઇમાં હારનાર બહાદુર **મુરાદબે**; એ સઘળા બજારોમાંથી વેચાતા રાખવામાં આવેલા ગુલામોજ હતા. આજે પણ ઘણા મોટા અમલદારો અને સેનાધિપતિઓ એવા મોજુદ છે કે જેઓ પોતાના બાળપણમાં ગુલામ હતા. તથા એવા ગુલામો પણ મોજુદ છે કે જેમને તેમના માલેકએ છોકરા તરીકે રાખી કેળવણી આપી પોતાની છોકરી સાથે પરણાવ્યા છે.

ગુલામો સાથે ફક્ત મિસરમાં આવી નરમાસ ભરી વર્તણુક કરવામાં આવે છે એમજ નથી, પણ સઘળા મુસ્લિમ દેશોમાં એમની સાથે એવીજ વર્તણુક ચલાવવામાં આવે છે.

**લેડી બ્લન્ટ**—એક ઇંગ્રેજબાનુ **નજદની** મુસાફરીમાં એક અરબ સાથે પોતાને થયેલી વાતચિતનું વર્ણન કરી લખે છે કે, "એક ચીજ—જે તદન એની સમઝમાં આવતી નહોતી તે—આ હતી કે, ઇંગ્રેજ સરકારને ગુલામોનો વેપાર બંધ કરવાથી ફાયદો શું છે? મેં કહ્યું કે એ ફક્ત મનુષ્ય લાગણીનો હેતુ છે; તેણે જવાબ આપ્યો કે એ ખરૂં છે પણ ગુલામોના વેપારમાં કોઇ પ્રકારનો ઝુલમ કે ઘાતકીપણું નથી, અને તે ભાર દઇ કહેતો હતો કે કોણે હમને ગુલામો સાથે ખરાબ વર્તણુક કરતાં જોયા છે. ખરેખર હું તેને

ભારા-અનુભવથી અરબસ્તાનમાં ગુલામો સાથે ખરાબ વર્તણુકનો કોઇ દાખલો દેખાડી શકી નહિ. અને આ ખરૂં છે કે **અરબોમાં ગુલામ નોકર નથી પણ એક લાડકું છોકરૂં છે."**

કુદરતી રીતે ગુલામી કરતાં બીજો કોઇ ખરાબ રિવાજ દુનિયામાં નથી, પણ માણસે ઘડેલા બનાવટી કાયદાઓ દુનિયાની ઉન્નત ઉપર વધારે અસર કરતા નથી. જો નિગ્રોના પોતાના ફાયદા અર્થે જોવામાં આવે તો ખરેખર ઓછી બુદ્ધિ ભા સો માટે ગુલામી કરતાં સરસ કોઇ ચીજ નથી. એમનો બાળકો જેવો સ્વભાવ અને નાદાનીને લીધે પારકા કે જે એમના દરેક કામની સંભાળ પણ રખે તેમનાં તાબેદાર થઇ રહેવા કરતાં એમને માટે વધારે લાભકારક કાંઇ નથી; અને એની સાબેતી અમને અમેરિકાના પુરાના ગુલામોમાં નજરે પડે છે, જે મુક્ત થયા પછી ફક્ત એટલાજ માટે તદન બરબાદ થઇ ગયા હતા કે તેમનામાં પોતાની સંભાળ નાખવાની શક્તિજ નહોતી.

જે ઇંગ્રેજો ને ગુલામોના વેપાર બંધ કરવાની ઘણી હોંસ છે તેમણે ગુલામોની જરૂરતો પુરી પાડવી જોઇએ. એટલે કે તેઓ પૂર્વના સંસારની રૂઢિ તદન બદલી નાખે અને સાથે સાથે બાકીનાં દેશોમાં પણ થોડો ફેરફાર કરી દે. અત્યાર સુધી આવા ઢોંગી યુરોપીઅનો એ જે બાબતો સાથે એમને ઘણોજ થોડો સબંધ છે તે બાબતોમાં હાથ નાખ્યાથી નુકસાન થઇ રહ્યું છે અને તેથીજ પુર્વ વાસીઓને એમના પ્રત્યે દીવસે દીવસે અભાવ ઉત્પન્ન થતો જાય છે.

એક ઇંગ્રેજ-**મિસ્ટર કુપર** નું કહેવું છે કે "**સુડાન** દેશ ઉપર ગુલામોનો વેપાર બંધ કરવાના કહેવાતા કારણે જે ચઢાઇઓ કરવામાં આવી છે, અને જે પ્રત્યે ઘણો પોકાર કરવામાં આવ્યો છે, તે ચઢાઇઓ ખરી રીતે કતલે આમ પર કતલે આમ જેવી

થઇ ગઇ છે. અને જો કે ગુલામોનો વેપાર થોડો વખત કાંઇક બંધ કરવામાં આવ્યો હતો, પરંતુ લશ્કરની ગેરહાજરી થતાંજ તે પાછો ચાલુ થઇ ગયો, અને આ પ્રમાણે લાખો રૂપિયા તથા હજારો જાનો ગુમાવ્યા છતાં પણ પરિણામ એજ આવ્યું કે ગુલામોનો વેપાર બંધ થઇ શકયો નહિ.

જે યુરોપવાસીઓ પુર્વમાં આવી ગુલામોનો વેપાર બંધ કરવા માટે પ્રયત્ન કરે છે, તે ખરી રીતે મનુષ્ય જાતિના ખેરખાહ છે, અને તેમની નીયતો શુદ્ધ છે, પણ પુર્વવાસી એને માનતા નથી; અને કહે છે કે એજ મનુષ્ય જાતીના ખેરખાહ જે હબ્શીઓ ઉપર આટલા બધા દયાળુ છે, તેઓ ચીનાઓને તોપ અને તલવારથી અફીણ ખરીદવા શા માટે દબાણ કરે છે? અને એક વર્ષમાં એટલી બધી જાનોની ખુવારી કરાવે છે કે જેટલી ગુલામીના વેપારથી દસ વર્ષમાં પણ થતી નથી.

જે યુરોપવાસીઓ ઇસ્લામી રાજ્યોમાં ગુલામી રોકવા માટે પ્રયત્ન કરી રહ્યા છે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે. પરંતુ તેઓ પશ્ચિમમાં રહી પુર્વના મુસ્લિમ રાજ્યોમાં આ છુટાપણું અપાવવાનો શ્રમ ઉઠાવે છે તેઓ પહેલાં પોતાના રાજ્ય હેઠળના લોકો કે જેઓ ઘણાં વર્ષોથી છુટકારો માંગી રહ્યા છે તેમને સ્વરાજ્ય આપે, પછી ગુલામોને માટે પ્રયત્ન કરે. આજે ગુલામોને તો સેનાધિપતિ તથા દીવાન સુધીના ઓદ્ધા નાત જાત કે ચામડીના કાંઇ પણ તફાવત વિના મુસ્લિમ રાજ્યોમાં મળે છે. પરંતુ હિન્દુસ્તાન વિગેરેમાં શું હાલ છે તે દેખીતું છે!

ખુને નાહક કંહી છુપતા હે છુપાનેસે અમીર,
કયું મેરી નઅશપે બેઠે હો યેહ ચાદર ડાલે.

—— તમામ. ——

# સુચના પત્ર.

અતા કર કૌમે મુસ્લિમ કુ ખુદાયા ગૈરતે કૌમી,
નહિ તો ફિર મુઝીકુ એ નિયાઝે મુદ્આ કરદે.

ખરેખર સુરત જીલ્લાના મુસલમાનોને ધન્યવાદ ઘટે છે કે તેઓ પોતીકા પૈસે મોટા મોટા મદ્રેસા ચલાવી રહ્યા છે. એમાં ફક્ત એટલું જ નથી કે શીક્ષણ મફત આપે છે, બલ્કે ગામ તથા પરગામના ગરીબ અને યતીમ બાળકોને ખોરાકી, પોશાકી, તથા પુસ્તકો પણ મફત આપવામાં આવે છે, અને એવા વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં હોય છે. આવા મદ્રેસા પછવાડે મોટો ખર્ચ કરવામાં આવે છે અને તે બધો સુરત જીલ્લાનાજ મુસ્લિમો પુરો પાડે છે, પરંતુ એમાં ફક્ત એક કસર છે કે. ઉંચી કેળવણી આપવામાં આવતી નથી. એ સિવાય આવા કેટલાક મદ્રેસા લાંબી મુદત થઇ સ્થાપવામાં આવ્યા છે, છતાં અફસોસકારક એ છે કે, એમાં હજુ સુધી કોઇ પ્રકારનો સુધારો વધારો જોવામાં આવતો નથી. આજ મામુલી સ્કુલો હાઇ સ્કુલોમાં ફેરવાઇ ગઇ છે, અને કેટલીક તો કોલેજો અને યુનિવર્સિટીઓ સુધી વધી છે; પરંતુ આપણા મદ્રેસા પેલા ઘાંચીના બળદ પેઠે ત્યાંને ત્યાંજ રહ્યા છે.

એવા બાહોશ નરોનો આપણે ત્યાં દુકાળ છે કે જે આપણા મદ્રેસાઓને તાત્કાલિક ઉંચા પાયા ઉપર પહોંચાડે, પરંતુ એમાં થોડો વધારો કરવો એ મહાન કાર્ય નથી. આજે જે પ્રમાણ ઉપર એમાં પ્રાથમિક કેળવણી આપવામાં આવે છે તેમાં જો થોડા દરજ્જા વધારવાની ગોઠવણ કરવામાં આવે, તો બની શકે તેમ છે.

પરંતુ એમાં પણ છોકરાઓની સંખ્યા મેળવવાની નડતર આડે આવે છે. તે માટે પહેલો પ્રયત્ન લોકોમાં કેળવણીનો શોખ ઉત્પન્ન કરવો એ છે. જો આ બાબતમાં ઉત્સાહ વધે તો પછી છોકરા મેળવવા કઠણ નથી. માટે એવો ઉત્સાહ ફેલાવી થોડા વર્ગ વધારવાની ઘણી અગત્યતા છે.

આપણી કોમ મોટે ભાગે પરદેશ ખાતે વેપારમાં રોકાયલી છે, જેથી આપણે આપણાં બાળકોને પંદર વર્ષની ઉમ્મર થયા પછી શિક્ષણ આપવા ઇચ્છતા નથી, અને પરદેશ મોકલી દઇએ છીએ, એવા ખ્યાલથી કે વહેલો જશે તો વહેલો કમાતો થશે. પરંતુ ખરી રીતે જોતાં વધુ શિક્ષણ પામેલો શખસ ઘણો જલદી માહેતગાર થાય છે, અને કદાચ શેઠયો નહિ બને તો પણ ઇલ્મ જેવી અમુલ્ય વસ્તુ તેને મળે છે જે દુન્યાની સઘળી ન્યામતો કરતાં મોટી છે.

હાલના સંજોગો લક્ષમાં લેતાં આજ સરળ છે કે પ્રાથમિક શિક્ષણ મોટા પ્રમાણમાં સારા શિક્ષકો રાખી સારી રીતે આપવામાં આવે, પરંતુ થોડાક એવા છોકરાઓની આપણને ઘણી જરૂર છે કે જે પુરેપુરૂં શિક્ષણ હાંસલ કરે; અને એવો શોખ ધરાવનાર કેટલાક છોકરા હોય છે પરંતુ આપણે ત્યાં તેમને મદદ કરનાર સાધન નહ હોવાથી તે બાપડાઓને પોતાનો વિચાર માંડી વાળવો પડે છે. તેવા વિદ્યાર્થીઓ માટે દરેક મદ્રેસામાં એક એવું ખાતું ઉઘાડવાની ઘણી અગત્યતા છે કે જેની મદદથી દરવર્ષે વધુ નહિ તો એક બે છોકરાઓને ઉંચુ શિક્ષણ મેળવવા માટે આસપાસની કોલેજોમાં અથવા દીલ્લી, દેવબંદ તથા અલીગઢ વિગેરે સંસ્થાનોમાં મોકલી શકાય અને તેનો નીભાવ હાલ જે ખાતામાંથી બોર્ડિંગનો ખરચ ચલાવવામાં આવે છે તેમાંથી મદદ લઇ "સ્કૉલરશિપ ફંડ" નામનું ખાતું ઉઘાડી ચલાવવામાં આવે. તેમ એ ફંડમાં રમઝાન

માસમાં ઝકાત વહેંચનાર સખી ગ્રહસ્થો પાસે મદદ લઇ વધારો કરવામાં આવે, તો ટુંક મુદતમાં મોટી રકમ એકઠી થઇ શકે તેમ છે. તેમજ દરેક મેહફિલ તથા સોસાઇટીઓમાં પણ આવું ફંડ ઉઘાડવાની ઘણીજ જરૂરત છે. ખુદાના ફઝલો કરમથી આપણા મુસ્લિમ બીરાદરો સખાવતમાં પાછળ પડે તેમ નથી. આપણે રોજીન્દા જોઇએ છીએ કે, જે ઉઘરાણાં બહાર ગામોથી આવે છે તેમાં આપણા લોકો ઓછું વધતું આપવાજ કરે છે, કોઇ ખાલી હાથે પાછો ફરતો નથી. ત્યારે શું આવા ઉપયોગી અને અગત્યના ખાતામાં કોઇ ના પાડશે ? કદી નહિ ! ફકત એ કામ ઉપાડનારની કમી છે !

જો આ યોજના મુજબ અમલ કરવામાં આવે તો મારી નાચીઝ બુદ્ધિ પ્રમાણે હું ખાત્રી પુર્વક કહું છું કે દસ વર્ષના અરસામા ઉંચુ શિક્ષણ પામેલા આપણી કોમના કેટલાક છોકરા આપણી નજરે પડશે, અને પરકોમોને કરવી પડતી સલામો તથા ભોગવવી પડતી હાડમા-રીઓનો અંત આવી જશે. યાદ રાખજો ! હવે પછી એવો સમય આવનાર છે કે જેનાં અજ્ઞાન રહી પેટ ભરવું તો દૂર ગયું દુન્યામાં જીવન ગાળવું પણ કઠણ થઇ પડશે. આજે મુસલમાનો ઉપર જે સંકટો અને દુઃખો પડી રહ્યાં છે તે અજ્ઞાનતાનોજ પ્રતાપ છે. માટે એનો દિલમાં વિચાર કરો અને ઘોર નિદ્રામાંથી જાગો ? હવે બેદરકારી કે બે પરવાઇ કરવાનો વખત નથી, ઉભા થાવ અને આગ લાગવા પહેલાં પાણીનો બંદોબસ્ત કરો !! લી॰ ખાદિમે કોમ.

ઇસમાઇલ વલીઅલ્લાહ.

# પુસ્તક મળવાનાં ઠેકાણું.

મેનેજર—વલી અહલ્લાહ બુક ડીપો.

મુ. કઠોર ( સુરત નજીક

અથવા.

સુરત—મુનશી ગુલામ ખ્વાજા બુકસેલર, મોટી મસીઆગ પાસે.

રંગુન—યુસુફ મોહમદ એન્ડ કંપની, ૬૧ ફ્રેઝર સ્ટ્રીટ

રીયુનિયન—કાસીમ ઇબરાહીમ કાજી, સેંપીએર.

જોહાનીસબર્ગ—મોલવી મોહમદ વલીઅલ્લાહ, પ્રિન્સિપલ
—મદ્રેસા ઇશાઅતે ઉલુમ, ૧૧ કમીશનર સ્ટ્રીટ.

